તુળરાશિ ૧૪ અંશ આગળ અને ૨૧ અંશસુધી હોય તો હદ્દાધિપતિ ગુરૂ સમજવો.
તુળરાશિ ૨૧ અંશ આગળ અને ૨૮ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શુક્ર સમજવો.
તુળરાશિ ૨૮ અંશ આગળ અને ૩૦ અંશસુધી હોય તો હદ્દાધિપતિ મંગળ સમજવો.

વૃશ્ચિકરાશિ ૭ અંશસુધી હોય તો હદ્દાધિપતિ મંગળ સમજવો.
વૃશ્ચિકરાશિ ૭ અંશ આગળ અને ૧૧ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શુક્ર સમજવો.
વૃશ્ચિકરાશિ ૧૧ અંશ આગળ અને ૧૯ અંશસુધી હોય તો હદ્દાધિપતિ બુધ સમજવો.
વૃશ્ચિકરાશિ ૧૯ અંશ આગળ અને ૨૪ અંશસુધી હોય તો હદ્દાધિપતિ ગુરૂ સમજવો.
વૃશ્ચિકરાશિ ૨૪ અંશ આગળ અને ૩૦ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શનિ સમજવો.

ધનરાશિ ૧૨ અંશસુધી હોય તો હદ્દાધિપતિ ગુરૂ સમજવો.
ધનરાશિ ૧૨ અંશ આગળ અને ૧૭ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શુક્ર સમજવો.
ધનરાશિ ૧૭ અંશ આગળ અને ૨૧ અંશસુધી હોય તો હદ્દાધિપતિ બુધ સમજવો.
ધનરાશિ ૨૧ અંશ આગળ અને ૨૬ અંશસુધી હોય તો હદ્દાધિપતિ મંગળ સમજવો.
ધનરાશિ ૨૬ અંશ આગળ અને ૩૦ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શનિ સમજવો.

મકરરાશિ ૭ અંશ હોય તો હદ્દાધિપતિ બુધ સમજવો.
મકરરાશિ ૭ અંશ આગળ અને ૧૪ અંશસુધી હોય તો હદ્દાધિપતિ ગુરૂ સમજવો.
મકરરાશિ ૧૪ અંશ આગળ અને ૨૨ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શુક્ર સમજવો.
મકરરાશિ ૨૨ અંશ આગળ અને ૨૬ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શનિ સમજવો.
મકરરાશિ ૨૬ અંશ આગળ અને ૩૦ અંશસુધી હોય તો હદ્દાધિપતિ મંગળ સમજવો.

કુંભરાશિ ૭ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શુક્ર સમજવો.
કુંભરાશિ ૭ અંશ આગળ અને ૧૩ અંશસુધી હોય તો હદ્દાધિપતિ બુધ સમજવો.
કુંભરાશિ ૧૩ અંશ આગળ અને ૨૦ અંશસુધી હોય તો હદ્દાધિપતિ ગુરૂ સમજવો.
કુંભરાશિ ૨૦ અંશ આગળ અને ૨૫ અંશસુધી હોય તો હદ્દાધિપતિ મંગળ સમજવો.
કુંભરાશિ ૨૫ અંશ આગળ અને ૩૦ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શનિ સમજવો.

મીનરાશિ ૧૨ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શુક્ર સમજવો.
મીનરાશિ ૧૨ અંશ આગળ અને ૧૬ અંશસુધી હોય તો હદ્દાધિપતિ ગુરૂ સમજવો.
મીનરાશિ ૧૬ અંશ આગળ અને ૧૯ અંશસુધી હોયતો હદ્દાધિપતિ બુધ સમજવો.
મીનરાશિ ૧૯ અંશ આગળ અને ૨૮ અંશસુધી હોય તો હદ્દાધિપતિ મંગળ સમજવો.
મીનરાશિ ૨૮ અંશ આગળ અને ૩૦ અંશસુધી હોય તો હદ્દાધિપતિ શનિ સમજવો.

## હદ્દાધિપતિ ચક્ર.

| મેષ. | વરખ. | મિથુન. | કર્ક. | સિંહ. | કન્યા. | તૂળ. | વૃશ્ચિક. | ધન. | મકર. | કુંભ. | મીન. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગુરૂ. ૬ | શુક્ર. ૮ | બુધ. ૬ | મંગળ. ૭ | ગુરૂ. ૬ | બુધ. ૭ | શનિ. ૬ | મંગળ. ૭ | ગુરૂ. ૧૨ | બુધ. ૭ | શુક્ર. ૭ | શુક્ર. ૧૨ |
| શુક્ર, ૬ | બુધ. ૬ | શુક્ર. ૬ | શુક્ર. ૬ | શુક્ર. ૫ | શુક્ર. ૧૦ | બુધ. ૮ | શુક્ર. ૪ | શુક્ર. ૫ | ગુરૂ. ૭ | બુધ. ૬ | ગુરૂ. ૪ |
| બુધ. ૮ | ગુરૂ. ૮ | ગુરૂ. ૫ | બુધ. ૬ | શનિ. ૭ | ગુરૂ. ૪ | ગુરૂ. ૭ | બુધ. ૮ | બુધ. ૪ | શુક્ર. ૮ | ગુરૂ. ૭ | બુધ. ૩ |
| મંગળ. ૫ | શનિ. ૫ | મંગળ ૭ | ગુરૂ. ૭ | બુધ. ૬ | મંગળ. ૭ | શુક્ર. ૭ | ગુરૂ. ૫ | મંગળ. ૫ | શનિ. ૪ | મંગળ. ૫ | મંગળ. ૯ |
| શનિ. ૫ | મંગળ. ૩ | શનિ. ૬ | શનિ. ૪ | મંગળ. ૬ | શનિ. ૨ | મંગળ. ૨ | શનિ. ૬ | શનિ. ૪ | મંગળ. ૪ | શનિ. ૫ | શનિ. ૨ |

## ગ્રહનાં હર્ષદ સ્થાન.

| રવિ. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|
| સિંહ. | કર્ક. | વૃશ્ચિક. | કન્યા. | ધન. | વૃષભ. | કુંભ. |

હર્ષદસ્થાનમાં ગ્રહ હોય ને તે નવમાંશ રાશીને હોય તો, તે ઘણોજ બળવાન સમજવો.

રવિ સિંહ રાશીને છનાં ૧૩ અંશ અને ૩૦ કલાની આગળ અને ૧૬ અંશ ને ૪૦ કલાની અંદર હોય તો તે ઘણોજ બળવાન સમજવો.

ચંદ્ર કર્ક રાશીને હોય ને તે ૩ અંશ અને ૨૦ કલાની અંદર હોય તો તે ઘણોજ બળવાન સમજવો.

મંગળ વૃશ્ચિક રાશીને હોય ને તે ૧૩ અંશ અને ૨૦ કલાની આગળ, ને ૧૯ અંશ ને ૪૦ કલાની અંદર હોય તો, તે ઘણોજ બળવાન સમજવો.

બુધ કન્યા રાશીને હોય, ને તે ૨૬ અંશ ને ૪૦ કલાની આગળ, ને ૩૦ અંશના અંદર હોય તો તે ઘણો બળવાન સમજવો. બુધ કન્યા રાશીને છતાં ૧૬ અંશ ને ૪૦ કલાની આગળ અને ૨૦ અંશના અંદર હોય, તોપણ તે બળવાન હોયછે. પણ એ નવાંશ મિથુન રાશીનો છે, ને મિથુન રાશિ બુધનું ઉર્ધ્વસ્થાન નથી. તેથી તે જેવો કન્યા રાશીના નવાંશમાં છતાં ઘણોજ બળવાન હોયછે, તેમો મિથુન રાશીના નવાંશમાં બળવાન થતો નથી.

ગુરૂ ધન રાશીને હોય ને તે ૨૬ અંશ ને ૪૦ કલાની આગળ, ને ૩૦ અંશના અંદર હોય તો, તે ઘણોજ બળવાન હોયછે.

શુક્ર વરખ રાશીને હોય ને તે ૧૩ અંશ ને ૨૦ કલાની આગળ, ને ૧૬ અંશ ને ૪૦ કલાની અંદર હોય તો તે ઘણોજ બળવાન હોયછે.

શનિ કુંભ રાશિને હોય ને ૧૩ અંસ ને ૨૦ કલાની આગળ, ૧૬ અંશ ને ૪૦ કલાની અંદર હોય તો તે ઘણોજ બળવાન હોયછે. અને જો તે મકર નવાંશમાં હોય તો તે ઘણોજ બળવાન થશે નહીં, કારણ મકર એ શનિનું ઉર્ધ્વસ્થાન નથી.

આગળ ચાલુ.

# रमलशास्त्रनी व्याख्या.

જ્યોતિષશાસ્ત્રમાં રમલશાસ્ત્ર મોટું છે. કારણ તેથી ભૂત, ભવિષ્ય, અને વર્તમાન ફળ સેહેલી રીતે સારીપેઠે કહેવામાં આવેછે.

જ્યોતિષશાસ્ત્રમાં પેહેલાં ઇષ્ટકાળ સાધીને સ્વદેશ ઉદયથી સ્પષ્ટ ગ્રહ ભાવ ઇત્યાદિથી ફળ કહેવાને મેહેનત પડેછે, તેજપ્રમાણે શકુનશાસ્ત્રમાં સવારે ઉઠીને પવિત્રાઇથી વનમાં જઇ એકાગ્રચિત્ત કરી પક્ષિ અને પશૂઓના શબ્દ સાંભળી, પછી તિથી, વાર, દિશા, એપરથી શુભાશુભ ફળ કહેવા અડચણ પડેછે. તેજપ્રમાણે વાક્સિદ્ધિ થવામાટે, દેહશુદ્ધિ, હોમ, બળી, પૂજાદિ પુરશ્ચરણ કરવું પડેછે. પરંતુ જો નસીબ અનુકૂળ હોય તો દૈવત પ્રાપ્ત થાયછે. નહીં તો મેહેનત ફોકટ જાયછે. સ્વરશાસ્ત્રનો અભ્યાસ કરવો એ મોટું શ્રમનું કામ છે, માટે રમલશાસ્ત્રનો અભ્યાસ જ્યોતિષવાળાએ અવશ્ય કરવો જોઇએ.

## રમલશાસ્ત્રની ઉત્પત્તિ.

એક વખત કૈલાસ પર્વતઉપર શિવ પાર્વતી ક્રિડા કરીને આનંદમાં બેસયાં છતાં, પાર્વતિએ શિવજીનું પ્રસંન મન જોઇને, વિનંતી કરવા માંડી કે, હે પ્રભુ, મને પ્રશ્ન જ્ઞાન કહેવો, કે જેથી સાધકને ભૂત, ભવિષ્ય ને વર્તમાનનું જ્ઞાન થશે. એવું પાર્વતિનું વચન સાંભળી શિવજીને મોટો આનંદ થયો, તેથી તેમના લલાટ ઉપરના અર્ધચંદ્રમાંથી જમીનપર અમૃત બિંદુ ચાર ખૂણાના આકાર જેવા પડ્યા; એટલામાં અગ્નિ, ભૂમિ, વાયુ, ને જળ એ ચાર તત્વો પ્રત્યક્ષ આવીને તે ચાર ખૂણાના અમૃતબિંદુ લેવામાટે પૂર્વે અગ્નિ, દક્ષિણે ભૂમિ, પશ્ચિમે વાયુ, ઉત્તરે જલ, એવી રીતે ઉભા રહ્યા, ને તે અમૃતબિંદુ લેવા માંડ્યા, એટલામાં શિવજી પ્રસંન થઇને પાર્વતિને કહેવા લાગ્યા કે હે પાર્વતિ! હું તને બધી વિદ્યામાં જે સાક્ષાત્કાર વિદ્યા તે કહુંછું. તેં મને પ્રશ્ન કીધો ત્યારે અગ્નિદિ પંચ તત્વો પ્રત્યક્ષ પ્રગટ થયા, તેમાં આકાશ એ બિંદુરૂપ છે, અને બાકીના ચાર તત્વો મૂર્તીમંત છે. પૂર્વે અગ્નિ છે તેની યોજના બધાપર કીધી. નિચે વાયુ, વાયુની નિચે જલ, ને બધાની નિચે ભૂમી એ ચાર તત્વો મારા લલાટમાંથી જે ચાર ખૂણાના જેવો અમૃતબિંદુ પડ્યો, તેથી ઉત્પન્ન થયાં, એવી રીતે ઉત્પન્ન થએલા ચાર બિંદુનાં શકલ તેને લહીયાન, અથવા પ્રહ એવું કહેછે. એ શકલને દ્વિગુણીત કીધાથી જે આઠમો બિંદુ, તેથી સ્ત્રી શકલ જમાત

ઉત્પન્ન થયું. એ જમાતને નક્ષિકુલ્ય એવું પણ કહેછે. એ શકલ પ્રકૃતિ રૂપ છે, અને તેને દ્વૈત્વાત્મિક માયા પણ કહેછે. જમાતને તરીપ એથી બધાં શકલની ઉત્પતિ થઇ. એ બધાં શકલ ગ્રહ રાશ્યાદિકને અંકીત છે, કરીને એથી બધાં પ્રકારનાં ફળનો વિચાર કરવો. એ શાસ્ત્ર આપણી ક્રિડામાં થયું, તેથી એનું નામ રમલશાસ્ત્ર. એ વિદ્યાથી બધાં શાસ્ત્રનું જ્ઞાન થશે. એવો વર આપી શિવજીએ ભુજપત્રઉપર એ શાસ્ત્ર લખીને કૈલાસ ગુફામાં મૂકી દીધું. તેને ઘણા દહાડા થયા, પછી પૃથ્વીપર દ્વાપાર જુગના અંતે એક યોગચર્યામાં કુશલ સંન્યાસી ભોજન કરવા માટે એક બ્રાહ્મણને ત્યાં ગયો. તે બ્રાહ્મણની કન્યા ઘણીજ સુંદર જોઇ કામાતુર થઇને વીર્યપતન થયું, તેથી મનમાં પસ્તાવો કરીને ભોજન થયા પછી, વીર્યપતન થએલાં કપડાં ત્યાંજ મૂકીને પોતાના આશ્રમમાં ચાલતો થયો. દૈવયોગથી તે કન્યાને ઋતુ પ્રાપ્ત થયો, ત્યારે નહાઇને તે કપડાં તેણીએ પરિધાન કીધાં, તેથી ગર્ભધારણ થયો. ગર્ભવંતી જોઇને માતાપિતાએ તેણીનો ત્યાગ કર્યો, ત્યારે તે દુઃખી થઇને જંગલમાં ચાલતી થઇ, ત્યાં નવ મહિના થતાંજ પુત્ર થયો. તે પુત્રસહિત વનમાં રહીને પોતાનો ગુજારો કરવા લાગી. એ રીતે ઘણા દહાડા થયા પછી ઉપર કહેલો સંન્યાસી ફરતાં ફરતાં તે વનમાં તે સ્ત્રીની પાસે દૈવયોગથી આવ્યો. તે સ્ત્રીપુત્રને જોઇને તેણે વૃત્તાંત પૂછવા માંડયો, ત્યારે તેણીએ બધો વૃત્તાંત માંડીને કહ્યો. એ સાંભળી તેને કહ્યું કે, એ સ્ત્રી! એ તો પુત્ર મારા અંશથી ઉત્પન્ન થયો છે. હવે હું તેને શિવજીનો મંત્ર કહુંછું. એવું કહીને પુત્રને મંત્રોપદેશ કરીને ચાલતો થયો. પછી તે છોકરો મક્કામાં જઇ એક માહાદેવજીના મંદીરમાં ગયો, ને ત્યાં અનુષ્ઠાન કરવા બેસ્યો, તેથી શિવજી પ્રસંન થઇને વર માગ, ત્યારે તેણે કહ્યું કે, હે પ્રભો! મને જેથી ત્રિકાળ જ્ઞાન થશે એવી વિદ્યા મને આપો, ત્યારે શિવજીએ કૈલાસ પર્વતની ગુફામાં જે ભુજપત્રઉપર લખેલું રમલશાસ્ત્ર તે આપી દીધું. અને કહ્યું કે, એ વિદ્યાથી તને ત્રિકાળ જ્ઞાન થશે, ને જગમાં તું આદમ નામે પ્રખ્યાત થશે. પછી તે આદમ પોતાની માતાસહ મક્કામાંજ રહ્યો, અને શિવજીના વરથી રમલશાસ્ત્રમાં ઘણોજ કાબીલ થયો. એપરથી એ રમલવિદ્યા યવન દેશમાં કેવી રીતે પ્રગટ થઇ, એ સેહેલી રીતે ધ્યાનમાં આવ્યાવગર રહેશે નહીં.

---

## રમલશાસ્ત્ર વિચાર.

રમલશાસ્ત્રમાં પાશક મુખ્ય છે, કરીને પેહેલાં પાશક કરવાને શુભ દિવસ કહુંછું. જે દિવસે, દિવસને રાત સરખા હોય તે દિવસે સોનું ને બીજી ધાતુઓ ગાળીને ફાંસા તૈયાર કરી રાખવા, પછી નિરયણ મેષસંક્રાંત જે દિવસે આવશે, તે દિવસે તૈયાર કરેલા ફાંસાપર શૂન્ય માંડવા, તેની રીત, પાશકમાંના દરેક ખંડની ઉ-

ઉપરની બાજૂપર ચાર શૂન્ય ને નીચેની બાજૂપર બે શૂન્ય, ને બેઉ બાજૂપર ત્રણ ત્રણ શૂન્ય એપ્રમાણે આઠ ફાસાનું ખડ તૈયાર કરીને, તેમાંના ચાર ચાર ખડબે બિબામાં અડકારીને બે મુખ્ય ફાસા કરવા

## પાશકાકૃતિ.



ત્યારપછી એ બે ફાસાથી હમેશા પ્રશ્ન જોવો. પ્રશ્ન જોવાનો હોય ત્યારે શુભ દિવસ જોઇને ફાસા પટપર ફેંકી, તેથી સારા માઠા ફળનો વિચાર કરવો

## બધા સિદ્ધિકર પાશકલિ કૃતિ.

ત્રાંસા, સોનું, રૂપું, તાંબુ, કલાઇ, જસત, પોલાદ ને સીસું એ સાત ધાતુનાજ કરવા જોઇએ. પાશકમાંના આઠ ખડમાંના દરેક ખડમાં ઉપર કહેલી દરેક ધાતુ

દરેક ખંડમાં ત્રણ ત્રણ માસા નાંખવી, એટલે દરેક ખંડ ૨૧ એકવીસ માસાનું થાયછે. એવી રીતે આઠ ખંડ તૈયાર કરવાં. એટલે તેનું વજન ૧૪ ચૌદ તોળા થશે.

ઉપર કહ્યાપ્રમાણે તૈયાર કરેલાં આઠ પાશકખંડને છિદ્ર પાડવાં જોઇએ, ને તે છિદ્ર પાડવાનેલીધે વજનમાં જે ઓછી ધાતુ, આવશે તેની બદલે ધાતુનો ખીળો કરવો ને તે છિદ્રમાં નાંખવો એટલે વજન બરાબર થશે.

---

## હવે પાશક નાંખવાને નિષિદ્ધ દિવસ કહુંછું.

મંગળવાર, શુક્રવાર, ને શનિવાર, તથા વાદળાંથી આકાશ જે દહાડે યુક્ત હોય, તે દહાડે અને બપોરે, સાંજે તથા રાતે ફાંસા નાંખીને પ્રશ્ન જોવા નહીં.

---

## હવે પાશક નાંખવાની રીત.

પ્રશ્ન જોનારાએ પોતે શુચિર્ભૂત થઇને પાશકમાંના ચાર લહાન શકલ ઉપર લાવીને, કુળસ્વામીની તથા ગુરૂની મને સિદ્ધિ આપ એવી રીતે પ્રાર્થના કરીને ફાંસા સારીપેઠે ખપ્પળાવી પટઉપર નાંખવા. અને જેપ્રમાણે ફાંસા પડ્યા હોય, તેપ્રમાણે એકઠા કરીને પ્રશ્ન જોવા.

---

## પ્રશ્ન ઉત્પંન કરવામાટે શકલોત્પાદનપ્રકાર કહુંછું.

પાશકમાં જો શૂન્ય આવ્યું તો શૂન્યજ માંડવું અને પાશકમાં જો બે આડાં શૂન્ય આવે તો તેને બદલે લીટી માંડવી. એપ્રમાણે બેઉ પાશકમાંથી શૂન્ય રેખા માંડીને ડાબી બાજૂથી ચાર શકલ ઉત્પંન કરવાં.

પછી તે ચાર શકલમાંની પેહેલી લીટીમાંથી ક્રમથી ડાબી બાજૂથી શૂન્ય ને રેખા લઇને પાંચમું શકલ ઉત્પંન કરવું, પછી પેહેલાં ચાર શકલમાંના શૂન્ય ને રેખા લઇને છઠું શકલ ઉત્પંન કરવું, ને ત્રિજી લીટીમાંના શૂન્ય ને રેખા લઇને સાતમું શકલ ઉત્પંન કરવું, ને ચોથી લીટીમાંના શૂન્ય ને રેખા લઇને આઠમું શકલ ઉત્પંન કરવું. એપ્રમાણે આઠ શકલ ઉત્પંન થયાં પછી, તેથી ચાર શકલ ઉત્પંન કરવાની રીત એવી કે, * પેહેલાને બીજા શકલનો યોગ કીધો એટલે નવમું શકલ ઉત્પંન થાયછે. ત્રિજા ને ચોથા શકલનો યોગ કીધો એટલે દશમું શકલ ઉત્પંન થાયછે. પાંચમાં ને છઠા શકલનો યોગ કીધો એટલે અગિઆરમું શકલ ઉત્પંન થાયછે. સાતમાં ને આઠમાં શકલનો યોગ કીધાથી બારમું શકલ ઉત્પંન થાય છે. નવમાં ને દસમાં ખંડથી તેરમું શકલ ઉત્પંન થાયછે. અગિઆરમાં ને બા-

---

* બે લીટીનો યોગ કરવો હોય તો લીટી માંડવી, ને બે શૂન્યનો યોગ કરવો હોય તો લીટી માંડવી, ને શૂન્ય ને લીટીનો યોગ કરવો હોય તો શૂન્ય માંડવું.

ગમાં શકલથી ચૌદમું શકલ થાયછે. તેર તથા ચૌદમાં શકલથી પંદરમું ખંડ ઉત્પન્ન કરવું, ને પંદરમું શકલ અને પેહેલું શકલ એ બેથી સોળમું શકલ ઉત્પન્ન કરવુ એપ્રમાણે ૧૬ સોળ શકલનો પ્રસ્તાર થાયછે.

## પ્રસ્તારોદાહરણં.

પાયકથી ઉત્પન્ન થએલાં મૂખ્ય ચાર શકલ.

ચોથું. ત્રિજું. બીજું. પેહેલું.

આ ચાર શકલથી પચમાદિ ચાર શકલ ઉત્પન્ન થયા તે

આઠમુ. સાતમુ. છઠું. પાચમુ.

ઉપલા આઠ શકલમાના બબે ખડનો યોગ કરી નવમાદિ ચાર શકલ ઉ[illegible] થયા તે

બારમુ. અગિઆરમુ. દસમુ નવમુ.

નવમા તથા દસમા શકલના યોગથી તેરમુ શકલ ઉત્પન થયુ.

અગિઆર ને બારમા શકલના યોગથી ચૌદમુ શકલ ઉત્પન થયું

તેર અને ચૌદ શકલના યોગથી પદરમું શકલ ઉત્પન્ન થયુ.

પદર અને પેહેલા શકલના યોગથી સોળમુ શકલ ઉત્પન થયુ

ઉપર ઉત્પન્ન કરેલો પ્રસ્તાર ક્રમથી માંડીને દેખાડું છું.




## સોળ શકલનાં નામ.

૧ લહીાન. ૨ કબ્જુદાખિલ. ૩ કબ્જુતખારિજ. ૪ જમાત. ૫ ૬ ઉકલા. ૭ ઇન્કીશ. ૮ હુમેરા. ૯ બયાજ. ૧૦ નસ્રતખારીજ. ૧૧ નસ્રતદાખિલ. ૧૨ અતબેખારીજ. ૧૩ નકી. ૧૪ અતબેદાખિલ. ૧૫ ઇજતમા. તરીખ.

પ્રસ્તારમાં પંદરમાં ઘેરમાં એક બિંદુ ને ત્રણ બિંદુનાં શકલ આવતાં નથ આવશે તો પ્રસ્તાર ખોટો છે એમ સમજવું. બે અને ચાર બિંદુનાં શકલ પંદરમાં ઘેરમાં આવેછે. તેમનાં નામ.

કબ્જુદાખિલ ⚌ કબ્જુતખારિજ, ⚌ જમાત ☰ ઉકલા ⁚

નસ્રતખારિજ ⁚ નસ્રતદાખિલ ☰ ઇજતમા ⚌ અને તરીખ

બાકીનાં આઠ શકલ આવતાં નથી.

## સોળ શકલનાં લક્ષણ.

૧. ઉપરના ભાગમાં શૂન્ય ને નીચે ક્રમથી ત્રણ લીટી હોય તો, તે શકલને લહ્યાનશકલ કહેછે.

૨. ઉપરના ભાગમાં ક્રમથી ત્રણ લીટી ને નીચે શૂન્ય હોય તો, તે શકલને ઇન્કીશશકલ કહેછે.

૩. લીટી, શૂન્ય, લીટી, શૂન્ય એપ્રમાણે ઉપરના ભાગથી તે નીચેના ભાગસુધી ક્રમથી હોય તો, તેને કબ્જુદાખિલખાંડ કહેછે.

૪. શૂન્ય, લીટી, શૂન્ય, લીટી, એવીરીતે ઉપરથી તે નીચેસુધી ક્રમથી હોય તો, તે શકલને કબ્જુદ્ખારિજખાંડ કહેછે.

૫. ઉપરના ભાગથી ચાર લીટી ક્રમથી હોય તો, તે શકલને જમાતખાંડ કહેછે.

૬. ઉપરના ભાગથી ચારે શૂન્ય ક્રમથી હોય તો, તે ખાંડને તરીખ શકલ કહેછે.

૭. જે શકલમાં ક્રમથી શૂન્ય, શૂન્ય, લીટી અને શૂન્ય એવું હોય તો, તેને ફરાહખાંડ કહેછે.

૮. જે શકલમાં ક્રમથી શૂન્ય, લીટી, શૂન્ય, અને શૂન્ય હોય તો, તે શકલને નકીખાંડ કહેછે.

૯. શૂન્ય, લીટી, લીટી, અને શૂન્ય એવા ક્રમથી શકલ હોય તો તેને ઉકલાખાંડ કહેછે.

૧૦. ઉપરના ભાગમાં લીટી, આગળ શૂન્ય, શૂન્ય, અને લીટી એવા ક્રમથી હોય તો, તે ખાંડને ઇજતમાશકલ કહેછે.

૧૧. ઉપરના ભાગમાં લીટી, આગળ શૂન્ય, લીટી અને લીટી એવા ક્રમથી હોય તો, તે શકલને હુમરાખાંડ કહેછે.

૧૨. ઉપરના ભાગમાં લીટી, આગળ લીટી, શૂન્ય અને લીટી એવા ક્રમથી હોય તો, તે શકલને બયાજખાંડ કહેછે.

૧૩. ઉપરના ભાગમાં શૂન્ય, આગળ શૂન્ય, લીટી, અને લીટી એવો ક્રમ જે શકલમાં હોય તો, તે શકલને નસ્રતુ્ખારિજ કહેછે.

૧૪. જે શકલમાં ઉપરના ભાગથી લીટી, લીટી, શૂન્ય અને શૂન્ય, એવો ક્રમ હોય તો, તે શકલને નસ્રદાખિલખંડ કહેછે.

૧૫. જે શકલમાં ક્રમથી શૂન્ય, શૂન્ય, શૂન્ય, અને લીટી હોય તો, તે શકલને અતબેખારિજખંડ કહેછે.

૧૬. જે શકલમાં ક્રમથી લીટી, શૂન્ય, શૂન્ય, અને શૂન્ય હોય તો, તે શકલને અતબેદાખિલખંડ કહેછે.

---

## ખારિજાદિ વિચાર.

જે જે શકલના ઉપરના ભાગમાં શૂન્ય અને નીચેના ભાગમાં લીટી છે. તે તે શકલને ખારિજ શકલ એવું કહેછે.

જે જે શકલના ઉપરના ભાગમાં લીટી ને નીચેના ભાગમાં શૂન્ય છે. તે તે શકલને દાખિલ શકલ એવું કહેછે.

જે જે શકલના ઉપરના ભાગમાં લીટી ને નીચેના ભાગમાં પણ લીટી છે. તે તે શકલને સાબિત શકલ એવું કહેછે.

જે જે શકલના ઉપરના ભાગમાં શૂન્ય છે, અને નીચેના ભાગમાં પણ શૂન્ય છે. તે તે શકલને મુનકલીબ શકલ એવુ કહેછે.

---

## અથ બલિષ્ટાદિ વિચાર.

લહ્યાન, અતબેખારિજ, નસ્રતુ્ખારિજ, કબ્જુતુ્ખારિજ, આ શકલ દિવસનાં બલવાન હોયછે.

કબ્જુદાખિલ, ઇન્કીશ, નસ્ત્રદાખિલ અને અતબેદાખિલ, આ શકલ રાતનાં બલવાન હોયછે.

જમાત, ફરાહા, ઉકલા, હુમરા, બયાજ અને નકી, આ શકલ સાંજનાં બલવાન હોયછે. ઇજતમા અને તરીખ આ બે શકલ સંધી વખતે બલવાન હોયછે,

## પુરૂષાદિ વિચાર.

લહાન—પુરૂષ, કબ્જુદાખિલ—સ્ત્રી, કબ્જુતખારિજ—પુરૂષ, જમાત—નપૂંસક ફરાહા—પુરૂષ, ઉકલા—નપૂંસક, ઇન્કીશ—સ્ત્રી, હુમરા—પુરૂષ, બયાજ—સ્ત્રી, નસ્ત્રતખારિજ—પુરૂષ, નસ્ત્રદાખિલ—સ્ત્રી, અતબેખારિજ—પુરૂષ, નકી—નપૂંસક, અતબેદાખિલ—સ્ત્રી, ઇજતમા—નપૂંસક, અને તરીખશકલ—નપૂંસક છે.

## અથ શુભાશુભાદિ વિચાર.

લહાન શકલ (ખંડ) શુભ.
કબ્જુદાખિલ શકલ અશુભ.
કબ્જુતખારિજ શકલ અશુભ.
જમાત શકલ મધ્યમ.
ફરાહા શકલ શુભ.
ઉકલા શકલ અશુભ.
ઇન્કીશ શકલ અશુભ.
હુમરા શકલ અશુભ.
બયાજ શકલ શુભ.
નસ્ત્રતખારિજ શકલ શુભ.
નસ્ત્રદાખિલ શકલ શુભ.
અતબેખારિજ શકલ અશુભ.
નકી શકલ અશુભ.
અતબેદાખિલ ખંડ શુભ.
ઇજતમા શકલ મધ્યમ.
તરીખ શકલ શુભ.

## તત્વ વિચાર.

લહાન, અતબેખારિજ, નસ્ત્રતખારિજ, અને કબ્જુતખારિજ, એ શકલનાં અગ્નિતત્વ છે.

હુમરા, અતબેદાખિલ, ફરાહા, અને ઇજતમા, એ શકલનાં વાયુતત્વ છે.

તરીખ, બયાજ, નકી, અને નસ્ત્રદાખિલ, એ ચાર શકલનાં જલતત્વ છે.

કબ્જુતદાખિલ, ઇન્કીશ, ઉકલા, અને જમાત, એ ચાર શકલનાં પૃથ્વીતત્વ છે

## અથ વર્ણ વિચાર (વર્ણ—રંગ).

લહ્યાન શકલનો વર્ણ પીળો.
કબ્જુદ્દાખ્વિલનો વર્ણ કાળો.
કબ્જુતુખ્ખારિજનો વર્ણ પીળો.
જમાત શકલનો વર્ણ કાળો.
ફરાહા શકલનો વર્ણ લાલ.
ઉકલા શકલનો વર્ણ કાળો.
ઇન્કીશ શકલનો વર્ણ કાળો.
હુમરા શકલનો વર્ણ લાલ.

બયાજ શકલનો વર્ણ સફેદ.
નસ્ત્રતુખ્ખારિજ ખંડનો વર્ણ પીત.
નસ્ત્રતદ્દાખ્વિલ ખંડનો વર્ણ સફેદ.
અતબેખ્ખારિજ ખંડનો વર્ણ પીત.
નકી શકલનો વર્ણ સફેદ.
અતબેદ્દાખ્વિલનો વર્ણ લાલ.
ઇજતમા શકલનો વર્ણ લાલ.
તરીખ શકલનો વર્ણ સફેદ.

---

## અથ દિશા વિચાર.

લહ્યાન શકલની દિશા પૂર્વ.
કબ્જુદ્દાખ્વિલ ખંડની દિશા દક્ષિણ.
કબ્જુતુખ્ખારિજ ખંડની દિશા પૂર્વ.
જમાત શકલની દિશા દક્ષિણ.
ફરાહા શકલની દિશા પશ્ચિમ.
ઉકલા શકલની દિશા પશ્ચિમ.
ઇન્કીશ શકલની દિશા દક્ષિણ.
હુમરા શકલની દિશા પશ્ચિમ.

બયાજ શકલની દિશા ઉત્તર.
નસ્ત્રતુખ્ખારિજ ખંડની દિશા પૂર્વ.
નસ્ત્રદ્દાખ્વિલ ખંડની દિશા ઉત્તર.
અતબેખ્ખારિજની દિશા પૂર્વ.
નકી શકલની દિશા ઉત્તર.
અતબેદ્દાખ્વિલની દિશા પશ્ચિમ.
ઇજતમા ખંડની દિશા પશ્ચિમ.
તરીખ શકલની દિશા ઉત્તર.

---

## શકલની રાશિ.

લહ્યાન શકલની રાશિ ધન.
કબ્જુદ્દાખ્વિલની રાશિ સિંહ.
કબ્જુતુખ્ખારિજની રાશિ કુંભ.
જમાત શકલની રાશિ મિથુન.
ફરાહા શકલની રાશિ તુલા.
ઉકલા શકલની રાશિ મકર.
ઇન્કીશ શકલની રાશિ કુંભ.
હુમરા શકલની રાશિ મેષ.

બયાજ શકલની રાશિ કર્ક.
નસ્ત્રતુખ્ખારિજ ખંડની રાશિ સિંહ.
નસ્ત્રદ્દાખ્વિલ શકલની રાશિ મીન.
અતબેખ્ખારિજ શકલની રાશિ મકર.
નકી શકલની રાશિ વૃશ્ચિક.
અતબેદ્દાખ્વિલ ખંડની રાશિ વરખ.
ઇજતમા શકલની રાશિ કન્યા.
તરીખ શકલની રાશિ કર્ક.

---

## અથ શકલના સ્વામી.

| | |
|---|---|
| લહ્યાન શકલનો સ્વામી ગુરૂ. | બયાજ શકલનો સ્વામી ચંદ્ર. |
| કબ્જુદ્દાખિલ ખંડનો સ્વામી રવિ. | નસ્રતૂખારિજ ખંડનો સ્વામી રવિ. |
| કબ્જુતૂખારિજ ખંડનો સ્વામી રાહુ. | નસ્રદાખિલ ખંડનો સ્વામી ગુરૂ. |
| જમાત શકલનો સ્વામી બુધ. | અતબેખારિજ ખંડનો સ્વામી કેતુ. |
| ફરાહ શકલનો સ્વામી શુક્ર. | નકી શકલનો સ્વામી મંગળ. |
| ઉકલા શકલનો સ્વામી શનિ. | અતબેદાખિલ ખંડનો સ્વામી શુક્ર. |
| ઇન્કીશ શકલનો સ્વામી શનિ | ઇજતમા શકલનો સ્વામી બુધ. |
| હુમરા શકલનો સ્વામી મંગળ. | તરીખ શકલનો સ્વામી ચંદ્ર. |

## ચરાદિ સંજ્ઞક શકલ.

| | |
|---|---|
| લહ્યાન શકલ દ્વિસ્વભાવાત્મક. | બયાજ શકલ સ્થિરસ્વભાવાત્મક. |
| કબ્જુદ્દાખિલ ખંડ દ્વિસ્વભાવાત્મક. | નસ્રતૂખારિજ ખંડ દ્વિસ્વભાવાત્મક. |
| કબ્જુતૂખારિજ ખંડ દ્વિસ્વભાવાત્મક. | નસ્રદાખિલ ખંડ દ્વિસ્વભાવાત્મક. |
| જમાત શકલ સ્થિરસ્વભાવાત્મક. | અતબેખારિજ ખંડ દ્વિસ્વભાવાત્મક. |
| ફરાહ શકલ ચરસ્વભાવાત્મક. | નકી શકલ ચરસ્વભાવાત્મક. |
| ઉકલા શકલ ચરસ્વભાવાત્મક. | અતબેદાખિલ ખંડ દ્વિસ્વભાવાત્મક. |
| ઇન્કીશ શકલ દ્વિસ્વભાવાત્મક. | ઇજતમા શકલ સ્થિરસ્વભાવાત્મક. |
| હુમરા શકલ સ્થિરસ્વભાવાત્મક. | તરીખ શકલ ચરસ્વભાવાત્મક. |

## અથ લહ્યાનાદિ સોળ શકલના ગુણવર્ણાદિકનો વિચાર.

લહ્યાન શકલનો વર્ણ બ્રાહ્મણ છે, ને ગૌરવર્ણ, ધર્મને ઠેકાણે ઘણોજ પ્યાર, ગુણવાન, પંડિત, મધુરભાષણ, મિષ્ટાંનભોજન, ધીમો બોલનારો, કાળી આંખ, અને દેવગૃહ, જપસ્થાન, ગુરૂગૃહ, એ ત્રણ ઠેકાણે રહેવું; અને એ લહ્યાન શકલનું રત્ન માણેક છે. સુગંધવાળો અને ઉચાં વસ્ત્ર પેહેરણારો છે.

## અથ કબ્જુદ્દાખિલ શકલના ગુણવર્ણાદિકનો વિચાર.

જાતે ક્ષત્રિ, ઘઉંના રંગ જેવો, મીઠું ભાષણ, કાળી આંખ, શિલ્પશાસ્ત્ર જાણનારો, મધ્યમ ઉચો, કામમાં હુશિઆર, ફરણારો, અને મંદીર, બજાર એ ઠેકાણે રેહેણારો, ઉંચા કપડાં પેહેરણારો, અને માણેક રત્નનો ઉપરી, અને મિષ્ટાંનભોજન કરનારો એવો છે.

આગળ ચાલુ.

# સને ૧૮૮૫ માહે ફેબરૂઆરી મહિનાની દરેક તારીખ તથા

| | રવિ. | | | | સોમ. | | | | મંગળ. | | | | બુધ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તારીખ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. |
| ૧ | ૧૦ | ૧૨ | ૩૯ | ૧૬ | ૫ | ૪ | ૩૯ | ૪ | ૧૦ | ૧૪ | ૫૬ | ૨૮ | ૯ | ૧૮ | ૨૫ | ૫૯ |
| ૨ | ૧૦ | ૧૩ | ૪૦ | ૫ | ૫ | ૧૮ | ૪૨ | ૪૫ | ૧૦ | ૧૫ | ૪૩ | ૨૮ | ૯ | ૧૯ | ૩૯ | ૩૫ |
| ૩ | ૧૦ | ૧૪ | ૪૦ | ૫૪ | ૬ | ૨ | ૧૮ | ૧૩ | ૧૦ | ૧૬ | ૩૦ | ૧૬ | ૯ | ૨૦ | ૫૫ | ૧૧ |
| ૪ | ૧૦ | ૧૫, | ૪૧ | ૪૨ | ૬ | ૧૫ | ૨૫ | ૫૩ | ૧૦ | ૧૭ | ૧૮ | ૨૮ | ૯ | ૨૨ | ૧૨ | ૫૮ |
| ૫ | ૧૦ | ૧૬ | ૪૨ | ૨૮ | ૬ | ૨૮ | ૯ | ૫૬ | ૧૦ | ૧૮ | ૫ | ૧૬ | ૯ | ૨૩ | ૩૧ | ૪૬ |
| ૬ | ૧૦ | ૧૭ | ૪૩ | ૧૪ | ૭ | ૧૦ | ૩૩ | ૫૯ | ૧૦ | ૧૮ | ૫૩ | ૨૮ | ૯ | ૨૪ | ૫૧ | ૩૪ |
| ૭ | ૧૦ | ૧૮ | ૪૪ | ૦ | ૭ | ૨૨ | ૩૯ | ૪૮ | ૧૦ | ૧૯ | ૪૧ | ૨૮ | ૯ | ૨૬ | ૧૨ | ૧૦ |
| ૮ | ૧૦ | ૧૯ | ૪૪ | ૪૩ | ૮ | ૪ | ૩૬ | ૪૯ | ૧૦ | ૨૦ | ૨૭ | ૧૬ | ૯ | ૨૭ | ૩૪ | ૫૮ |
| ૯ | ૧૦ | ૨૦ | ૪૫ | ૨૬ | ૮ | ૧૬ | ૨૭ | ૩૭ | ૧૦ | ૨૧ | ૧૫ | ૨૮ | ૯ | ૨૮ | ૫૮ | ૪૫ |
| ૧૦ | ૧૦ | ૨૧ | ૪૬ | ૮ | ૮ | ૨૮ | ૧૯ | ૧૩ | ૧૦ | ૨૨ | ૨ | ૧૬ | ૧૦ | ૦ | ૨૩ | ૩૩ |
| ૧૧ | ૧૦ | ૨૨ | ૪૬ | ૪૯ | ૯ | ૧૦ | ૧૧ | ૪૭ | ૧૦ | ૨૨ | ૫૦ | ૨૮ | ૧૦ | ૧ | ૪૯ | ૨૧ |
| ૧૨ | ૧૦ | ૨૩ | ૪૭ | ૨૮ | ૯ | ૨૨ | ૧૦ | ૫૮ | ૧૦ | ૨૩ | ૩૭ | ૧૬ | ૧૦ | ૩ | ૧૬ | ૯ |
| ૧૩ | ૧૦ | ૨૪ | ૪૮ | ૬ | ૧૦ | ૪ | ૧૮ | ૫૬ | ૧૦ | ૨૪ | ૨૫ | ૨૮ | ૧૦ | ૪ | ૪૩ | ૫૭ |
| ૧૪ | ૧૦ | ૨૫ | ૪૯ | ૪૨ | ૧૦ | ૧૬ | ૩૬ | ૪૨ | ૧૦ | ૨૫ | ૧૨ | ૧૬ | ૧૦ | ૬ | ૧૨ | ૪૫ |
| ૧૫ | ૧૦ | ૨૬ | ૪૯ | ૧૮ | ૧૦ | ૨૯ | ૫ | ૧૬ | ૧૦ | ૨૬ | ૦ | ૨૮ | ૧૦ | ૭ | ૪૨ | ૪૫ |
| ૧૬ | ૧૦ | ૨૭ | ૪૯ | ૫૧ | ૧૧ | ૧૧ | ૪૬ | ૩ | ૧૦ | ૨૬ | ૪૭ | ૨૮ | ૧૦ | ૯ | ૧૨ | ૨૦ |
| ૧૭ | ૧૦ | ૨૮ | ૫૦ | ૨૩ | ૧૧ | ૨૪ | ૩૭ | ૩૭ | ૧૦ | ૨૭ | ૩૪ | ૧૬ | ૧૦ | ૧૦ | ૪૪ | ૮ |
| ૧૮ | ૧૦ | ૨૯ | ૫૦ | ૫૪ | ૦ | ૭ | ૪૧ | ૧૧ | ૧૦ | ૨૮ | ૨૨ | ૨૮ | ૧૦ | ૧૨ | ૧૬ | ૫૬ |
| ૧૯ | ૧૧ | ૦ | ૫૧ | ૨૨ | ૦ | ૨૦ | ૫૬ | ૩૨ | ૧૦ | ૨૯ | ૯ | ૧૬ | ૧૦ | ૧૩ | ૫૦ | ૪૪ |
| ૨૦ | ૧૧ | ૧ | ૫૧ | ૪૯ | ૧ | ૪ | ૨૪ | ૫૪ | ૧૦ | ૨૯ | ૫૭ | ૨૮ | ૧૦ | ૧૫ | ૨૫ | ૪૪ |
| ૨૧ | ૧૧ | ૨ | ૫૨ | ૧૩ | ૧ | ૧૮ | ૬ | ૪ | ૧૧ | ૦ | ૪૪ | ૧૬ | ૧૦ | ૧૭ | ૦ | ૧૯ |
| ૨૨ | ૧૧ | ૩ | ૫૨ | ૩૬ | ૨ | ૨ | ૧ | ૩૮ | ૧૧ | ૧ | ૩૨ | ૨૮ | ૧૦ | ૧૮ | ૩૭ | ૭ |
| ૨૩ | ૧૧ | ૪ | ૫૨ | ૫૭ | ૨ | ૧૬ | ૯ | ૧૨ | ૧૧ | ૨ | ૧૯ | ૨૮ | ૧૦ | ૨૦ | ૧૫ | ૭ |
| ૨૪ | ૧૧ | ૫ | ૫૩ | ૧૬ | ૩ | ૦ | ૨૯ | ૩૫ | ૧૧ | ૩ | ૬ | ૧૬ | ૧૦ | ૨૧ | ૫૨ | ૪૩ |
| ૨૫ | ૧૧ | ૬ | ૫૩ | ૩૩ | ૩ | ૧૪ | ૫૮ | ૫૮ | ૧૧ | ૩ | ૫૪ | ૨૮ | ૧૦ | ૨૩ | ૩૨ | ૪૩ |
| ૨૬ | ૧૧ | ૭ | ૫૨ | ૪૭ | ૩ | ૨૯ | ૩૨ | ૨૬ | ૧૧ | ૪ | ૪૧ | ૨૮ | ૧૦ | ૨૫ | ૧૨ | ૧૯ |
| ૨૭ | ૧૧ | ૮ | ૫૪ | ૦ | ૪ | ૧૪ | ૪ | ૨૪ | ૧૧ | ૫ | ૨૮ | ૧૬ | ૧૦ | ૨૬ | ૫૪ | ૬ |
| ૨૮ | ૧૧ | ૯ | ૫૪ | ૧૧ | ૪ | ૨૮ | ૨૮ | ૧૪ | ૧૧ | ૬ | ૧૬ | ૨૮ | ૧૦ | ૨૮ | ૩૭ | ૬ |

ઉપરના ગ્રહમાંથી અયનાંશ અં.૧૮ ક.૧૬ વિ.૧ એટલાં બાદ કીધાથી નિરયણ સ્પષ્ટ ગ્રહ થાયછે
૪૨ છે. એમાંથી અં. ૧૮ ક. ૧૬ વિ. ૧ બાદ કરીએતો તે વખ્તનો સ્પષ્ટ નિરયણ રવિ રા.૧૦

## ૧૨ વાગતાના મુંબઇ રેખાંશ સંબંધી કરેલા સ્પષ્ટ સાયન ગ્રહ.

અયનાંશ અં. ૧૮—ક. ૧૬—વિ. ૪.

| ગુરૂ. | | | | શુક્ર. | | | | શનિ. | | | | રાહુ. | | | | કેતુ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા | અં. | ક. | વિ | રા. | અં | ક. | વિ. |
| ૫ | ૩ | ૯ | વ ૨૫ | ૯ | ૧૯ | ૩૯ | ૪૭ | ૨ | ૧૭ | ૩૦ | વ ૧૨ | ૬ | ૭ | ૩૬ | ૧ | ૦ | ૭ | ૩૬ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૨૫ | ૯ | ૨૦ | ૫૪ | ૪૭ | ૨ | ૧૭ | ૨૯ | ૨૪ | ૬ | ૭ | ૩૨ | ૫૦ | ૦ | ૭ | ૩૨ | ૫૦ |
| ૫ | ૨ | ૫૫ | ૨૫ | ૯ | ૨૨ | ૯ | ૫૯ | ૨ | ૧૭ | ૨૭ | ૧૨ | ૬ | ૭ | ૨૯ | ૩૯ | ૦ | ૭ | ૨૯ | ૩૯ |
| ૫ | ૨ | ૪૮ | ૨૫ | ૯ | ૨૩ | ૨૩ | ૩૫ | ૨ | ૧૭ | ૨૬ | ૨૪ | ૬ | ૭ | ૨૫ | ૪૯ | ૦ | ૭ | ૨૯ | ૪૯ |
| ૫ | ૨ | ૪૧ | ૩૭ | ૯ | ૨૪ | ૩૯ | ૫૯ | ૨ | ૧૭ | ૨૪ | ૧૨ | ૬ | ૭ | ૨૨ | ૩૮ | ૦ | ૭ | ૨૨ | ૩૮ |
| ૫ | ૨ | ૩૩ | ૨૫ | ૯ | ૨૫ | ૫૩ | ૪૭ | ૨ | ૧૭ | ૨૩ | ૧૨ | ૬ | ૭ | ૧૯ | ૨૭ | ૦ | ૭ | ૧૯ | ૨૭ |
| ૫ | ૨ | ૨૬ | ૩૭ | ૯ | ૨૭ | ૮ | ૫૯ | ૨ | ૧૭ | ૨૨ | ૧૨ | ૬ | ૭ | ૧૬ | ૪૯ | ૦ | ૭ | ૧૬ | ૪૯ |
| ૫ | ૨ | ૧૮ | ૨૫ | ૯ | ૨૮ | ૨૨ | ૪૭ | ૨ | ૧૭ | ૨૧ | ૧૨ | ૬ | ૭ | ૧૩ | ૩૮ | ૦ | ૭ | ૧૩ | ૩૯ |
| ૫ | ૨ | ૧૧ | ૩૭ | ૯ | ૨૯ | ૩૭ | ૪૭ | ૨ | ૧૭ | ૨૦ | ૧૨ | ૬ | ૭ | ૧૦ | ૨૭ | ૦ | ૭ | ૧૦ | ૨૭ |
| ૫ | ૨ | ૩ | ૩૭ | ૧૦ | ૦ | ૫૨ | ૪૭ | ૨ | ૧૭ | ૧૯ | ૧૨ | ૬ | ૭ | ૭ | ૪૯ | ૦ | ૭ | ૭ | ૪૯ |
| ૫ | ૧ | ૫૫ | ૨૫ | ૧૦ | ૨ | ૭ | ૫૯ | ૨ | ૧૭ | ૧૯ | ૧૨ | ૬ | ૭ | ૪ | ૩૮ | ૦ | ૭ | ૪ | ૩૮ |
| ૫ | ૧ | ૪૮ | ૩૭ | ૧૦ | ૩ | ૨૧ | ૪૭ | ૨ | ૧૭ | ૧૮ | ૧૨ | ૬ | ૭ | ૧ | ૨૭ | ૦ | ૭ | ૧ | ૨૭ |
| ૫ | ૧ | ૪૦ | ૩૭ | ૧૦ | ૪ | ૩૬ | ૪૭ | ૨ | ૧૭ | ૧૮ | ૧૨ | ૬ | ૬ | ૫૯ | ૧ | ૦ | ૬ | ૫૯ | ૧ |
| ૫ | ૧ | ૩૨ | ૩૭ | ૧૦ | ૫ | ૫૧ | ૪૭ | ૨ | ૧૭ | ૧૮ | ૧૨ | ૬ | ૬ | ૫૫ | ૫૦ | ૦ | ૬ | ૫૫ | ૫૦ |
| ૫ | ૧ | ૨૪ | ૩૭ | ૧૦ | ૭ | ૬ | ૫૯ | ૨ | ૧૭ | ૧૭ | ૧૨ | ૬ | ૬ | ૫૨ | ૩૯ | ૦ | ૬ | ૫૨ | ૩૯ |
| ૫ | ૧ | ૧૬ | ૩૭ | ૧૦ | ૮ | ૨૦ | ૦ | ૨ | ૧૭ | ૧૭ | ૧૨ | ૬ | ૬ | ૪૯ | ૧ | ૦ | ૬ | ૪૯ | ૧ |
| ૫ | ૧ | ૮ | ૩૭ | ૧૦ | ૯ | ૩૫ | ૪૭ | ૨ | ૧૭ | ૧૭ | ૧૨ | ૬ | ૬ | ૪૫ | ૫૦ | ૦ | ૬ | ૪૫ | ૫૦ |
| ૫ | ૧ | ૦ | ૩૭ | ૧૦ | ૧૦ | ૫૦ | ૪૭ | ૨ | ૧૭ | ૧૬ | ૪૭ | ૬ | ૬ | ૪૨ | ૩૯ | ૦ | ૬ | ૪૨ | ૩૯ |
| ૫ | ૦ | ૫૨ | ૨૫ | ૧૦ | ૧૨ | ૫ | ૫૯ | ૨ | ૧૭ | ૧૭ | વ ૪૭ | ૬ | ૬ | ૩૯ | ૧ | ૦ | ૬ | ૩૯ | ૧ |
| ૫ | ૦ | ૪૫ | ૩૭ | ૧૦ | ૧૩ | ૧૯ | ૪૭ | ૨ | ૧૭ | ૧૭ | મા ૪૭ | ૬ | ૬ | ૩૫ | ૫૦ | ૦ | ૬ | ૩૫ | ૫૦ |
| ૫ | ૦ | ૩૭ | ૩૭ | ૧૦ | ૧૪ | ૩૪ | ૪૭ | ૨ | ૧૭ | ૧૭ | ૪૭ | ૬ | ૬ | ૨૨ | ૩૯ | ૦ | ૬ | ૩૨ | ૩૯ |
| ૫ | ૦ | ૨૯ | ૩૭ | ૧૦ | ૧૫ | ૪૯ | ૫૯ | ૨ | ૧૭ | ૧૮ | ૪૭ | ૬ | ૬ | ૨૯ | ૧ | ૦ | ૬ | ૨૯ | ૧ |
| ૫ | ૦ | ૨૧ | ૩૭ | ૧૦ | ૧૭ | ૩ | ૪૭ | ૨ | ૧૭ | ૧૯ | ૪૭ | ૬ | ૬ | ૨૫ | ૫૦ | ૦ | ૬ | ૨૫ | ૫૦ |
| ૫ | ૦ | ૧૩ | ૩૭ | ૧૦ | ૧૮ | ૧૮ | ૪૭ | ૨ | ૧૭ | ૨૦ | ૪૭ | ૬ | ૬ | ૨૨ | ૩૯ | ૦ | ૬ | ૨૨ | ૩૯ |
| ૫ | ૦ | ૫ | ૩૭ | ૧૦ | ૧૯ | ૩૩ | ૪૭ | ૨ | ૧૭ | ૨૧ | ૪૭ | ૬ | ૬ | ૧૮ | ૪૯ | ૦ | ૬ | ૧૮ | ૪૯ |
| ૪ | ૨૯ | ૫૭ | ૨૫ | ૧૦ | ૨૦ | ૪૮ | ૫૯ | ૨ | ૧૭ | ૨૨ | ૪૭ | ૬ | ૬ | ૧૫ | ૩૮ | ૦ | ૬ | ૧૫ | ૩૮ |
| ૪ | ૨૯ | ૫૦ | ૩૭ | ૧૦ | ૨૨ | ૨ | ૪૭ | ૨ | ૧૭ | ૨૩ | ૪૭ | ૬ | ૬ | ૧૨ | ૨૭ | ૦ | ૬ | ૧૨ | ૨૭ |
| ૪ | ૨૯ | ૪૨ | ૩૭ | ૧૦ | ૨૩ | ૧૭ | ૪૭ | ૨ | ૧૭ | ૨૪ | ૪૭ | ૬ | ૬ | ૯ | ૪૯ | ૦ | ૬ | ૯ | ૪૯ |

ઉદાહરણ, તારીખ ૧૪ માહે ફેબરવારીને દીને બાર વાગતાં સાયન રવિ-રા ૧૦ અં. ૨૫ ક ૪૯ વિ. અં. ૭ ક. ૩૩ વિ ૩૮ થયો. એપ્રમાણે બાકીના ગ્રહના નિરયણ કરવા. નિરયણ ગ્રહ ફળયુક્ત છે.

## સને ૧૮૮૫ માંહે મારચ મહિનાની દરેક તારીખ તથા ૧૨ વા-

| | રવિ. | | | | સોમ. | | | | મંગળ. | | | | બુધ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તારીખ | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. |
| ૧ | ૧૧ | ૧૦ | ૫૪ | ૨૦ | ૫ | ૧૨ | ૩૯ | ૧૮ | ૧૧ | ૭ | ૩ | ૨૮ | ૧૧ | ૦ | ૧૯ | ૪૨ |
| ૨ | ૧૧ | ૧૧ | ૫૪ | ૨૮ | ૫ | ૨૬ | ૩૦ | ૩૩ | ૧૧ | ૭ | ૫૦ | ૧૬ | ૧૧ | ૨ | ૪ | ૩૦ |
| ૩ | ૧૧ | ૧૨ | ૫૪ | ૩૨ | ૬ | ૧૦ | ૧ | ૧ | ૧૧ | ૮ | ૩૮ | ૨૮ | ૧૧ | ૩ | ૫૦ | ૧૮ |
| ૪ | ૧૧ | ૧૩ | ૫૪ | ૩૬ | ૬ | ૨૩ | ૯ | ૨૯ | ૧૧ | ૯ | ૨૫ | ૨૮ | ૧૧ | ૫ | ૩૭ | ૩૬ |
| ૫ | ૧૧ | ૧૪ | ૫૪ | ૩૮ | ૭ | ૫ | ૫૫ | ૮ | ૧૧ | ૧૦ | ૧૨ | ૧૬ | ૧૧ | ૭ | ૨૪ | ૫૩ |
| ૬ | ૧૧ | ૧૫ | ૫૪ | ૩૮ | ૭ | ૧૮ | ૨૧ | ૫૮ | ૧૧ | ૧૧ | ૦ | ૨૮ | ૧૧ | ૯ | ૧૩ | ૪૧ |
| ૭ | ૧૧ | ૧૬ | ૫૪ | ૩૭ | ૮ | ૦ | ૩૪ | ૧૨ | ૧૧ | ૧૧ | ૪૭ | ૨૮ | ૧૧ | ૧૧ | ૩ | ૧૭ |
| ૮ | ૧૧ | ૧૭ | ૫૪ | ૩૫ | ૮ | ૧૨ | ૩૪ | ૨૫ | ૧૧ | ૧૨ | ૩૪, | ૨૮ | ૧૧ | ૧૨ | ૫૫ | ૧૭ |
| ૯ | ૧૧ | ૧૮ | ૫૪ | ૩૦ | ૮ | ૨૪ | ૨૭ | ૨૫ | ૧૧ | ૧૩ | ૨૧ | ૧૬ | ૧૧ | ૧૪ | ૪૬ | ૫૩ |
| ૧૦ | ૧૧ | ૧૯ | ૫૪ | ૨૩ | ૯ | ૬ | ૧૯ | ૪૮ | ૧૧ | ૧૪ | ૯ | ૨૮ | ૧૧ | ૧૬ | ૪૦ | ૫૩ |
| ૧૧ | ૧૧ | ૨૦ | ૫૪ | ૧૬ | ૯ | ૧૮ | ૧૪ | ૧૧ | ૧૧ | ૧૪ | ૬ | ૨૮ | ૧૧ | ૧૮ | ૩૪ | ૨૮ |
| ૧૨ | ૧૧ | ૨૧ | ૫૪ | ૬ | ૧૦ | ૦ | ૧૫ | ૫૭ | ૧૧ | ૧૫ | ૪૩ | ૨૮ | ૧૧ | ૨૦ | ૩૦ | ૧૬ |
| ૧૩ | ૧૧ | ૨૨ | ૫૩ | ૫૪ | ૧૦ | ૧૩ | ૨૮ | ૭ | ૧૧ | ૧૬ | ૩૦ | ૨૮ | ૧૧ | ૨૨ | ૨૭ | ૧૬ |
| ૧૪ | ૧૧ | ૨૩ | ૫૩ | ૪૧ | ૧૦ | ૨૪ | ૫૩ | ૫૨ | ૧૧ | ૧૭ | ૧૭ | ૨૮ | ૧૧ | ૨૪ | ૨૩ | ૫૨ |
| ૧૫ | ૧૧ | ૨૪ | ૫૩ | ૨૬ | ૧૧ | ૭ | ૩૫ | ૫૦ | ૧૧ | ૧૮ | ૪ | ૨૮ | ૧૧ | ૨૬ | ૨૨ | ૮ |
| ૧૬ | ૧૧ | ૨૫ | ૫૩ | ૮ | ૧૧ | ૨૦ | ૩૨ | ૨૩ | ૧૧ | ૧૮ | ૫૧ | ૨૮ | ૧૧ | ૨૮ | ૨૧ | ૪૦ |
| ૧૭ | ૧૧ | ૨૬ | ૫૨ | ૫૦ | ૦ | ૩ | ૪૬ | ૩૨ | ૧૧ | ૧૯ | ૩૮ | ૧૬ | ૦ | ૦ | ૨૧ | ૪૦ |
| ૧૮ | ૧૧ | ૨૭ | ૫૨ | ૨૮ | ૦ | ૧૭ | ૧૪ | ૫૪ | ૧૧ | ૨૦ | ૨૬ | ૨૮ | ૦ | ૨ | ૨૧ | ૨૭ |
| ૧૯ | ૧૧ | ૨૮ | ૫૨ | ૬ | ૧ | ૦ | ૫૬ | ૪૦ | ૧૧ | ૨૧ | ૧૩ | ૨૮ | ૦ | ૪ | ૨૨ | ૪૦ |
| ૨૦ | ૧૧ | ૨૯ | ૫૧ | ૪૦ | ૧ | ૧૪ | ૫૦ | ૩ | ૧૧ | ૨૨ | ૦ | ૪૦ | ૦ | ૬ | ૨૨ | ૨૭ |
| ૨૧ | ૦ | ૦ | ૫૧ | ૧૩ | ૧ | ૨૭ | ૫૨ | ૨ | ૧૧ | ૨૨ | ૪૬ | ૪૮ | ૦ | ૮ | ૨૩ | ૪૦ |
| ૨૨ | ૦ | ૧ | ૫૦ | ૪૩ | ૨ | ૧૩ | ૫૯ | ૧૪ | ૧૧ | ૨૩ | ૩૩ | ૨૮ | ૦ | ૧૦ | ૨૩ | ૪૦ |
| ૨૩ | ૦ | ૨ | ૫૦ | ૧૧ | ૨ | ૨૭ | ૧૧ | ૧ | ૧૧ | ૨૪ | ૨૦ | ૨૮ | ૦ | ૧૨ | ૨૪ | ૪ |
| ૨૪ | ૦ | ૩ | ૪૯ | ૩૭ | ૩ | ૧૧ | ૨૪ | ૧૪ | ૧૧ | ૨૫ | ૭ | ૨૮ | ૦ | ૧૪ | ૨૨ | ૧૬ |
| ૨૫ | ૦ | ૪ | ૪૯ | ૦ | ૩ | ૨૫ | ૩૭ | ૧૪ | ૧૧ | ૨૫ | ૫૪ | ૨૮ | ૦ | ૧૬ | ૧૯ | ૪૦ |
| ૨૬ | ૦ | ૫ | ૪૮ | ૨૦ | ૪ | ૧૦ | ૪૫ | ૨૭ | ૧૧ | ૨૬ | ૪૧ | ૨૮ | ૦ | ૧૮ | ૧૫ | ૫ |
| ૨૭ | ૦ | ૬ | ૪૭ | ૩૯ | ૪ | ૨૩ | ૪૮ | ૧૭ | ૧૧ | ૨૭ | ૨૮ | ૪૦ | ૦ | ૨૦ | ૮ | ૨૯ |
| ૨૮ | ૦ | ૭ | ૪૬ | ૫૪ | ૫ | ૭ | ૪૨ | ૪૩ | ૧૧ | ૨૮ | ૧૪ | ૨૮ | ૦ | ૨૨ | ૦ | ૧૮ |
| ૨૯ | ૦ | ૮ | ૪૬ | ૮ | ૫ | ૨૧ | ૪૫ | ૫૦ | ૧૧ | ૨૯ | ૧ | ૨૮ | ૦ | ૨૩ | ૪૭ | ૪૨ |
| ૩૦ | ૦ | ૯ | ૪૫ | ૧૯ | ૬ | ૪ | ૫૩ | ૪૮ | ૧૧ | ૨૯ | ૪૮ | ૨૮ | ૦ | ૨૫ | ૩૩ | ૪૩ |
| ૩૧ | ૦ | ૧૦ | ૪૪ | ૨૯ | ૬ | ૧૮ | ૭ | ૩ | ૦ | ૦ | ૩૫ | ૪૦ | ૦ | ૨૭ | ૧૪ | ૩૨ |

## ગતાના મુંબઈ રેખાંશ સંબંધી કરેલા સ્પષ્ટ સાયન ગ્રહ.

અયનાંશ અં. ૧૮—ક. ૧૬—વિ. ૫.

| ગુરૂ. | | | | શુક્ર. | | | | શનિ. | | | | રાહુ. | | | | કેતુ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. |
| ૪ | ૨૯ | ૩૪ | વ ૨૫ | ૧૦ | ૨૪ | ૩૨ | ૫૯ | ૨ | ૧૭ | ૨૫ | ૩૫ | ૬ | ૬ | ૪ | ૩૧ | ૦ | ૬ | ૪ | ૩૧ |
| ૪ | ૨૯ | ૨૭ | ૩૭ | ૧૦ | ૨૫ | ૪૬ | ૪૭ | ૨ | ૧૭ | ૨૭ | ૪૮ | ૬ | ૬ | ૧ | ૫૯ | ૦ | ૬ | ૧ | ૫૯ |
| ૪ | ૨૯ | ૧૯ | ૨૫ | ૧૦ | ૨૭ | ૧ | ૪૭ | ૨ | ૧૭ | ૨૮ | ૩૫ | ૬ | ૫ | ૫૮ | ૨૭ | ૦ | ૫ | ૫૮ | ૨૭ |
| ૪ | ૨૯ | ૧૨ | ૨૫ | ૧૦ | ૨૮ | ૧૬ | ૫૯ | ૨ | ૧૭ | ૩૦ | ૩૫ | ૬ | ૫ | ૫૪ | ૨૩ | ૦ | ૫ | ૫૪ | ૨૩ |
| ૪ | ૨૯ | ૫ | ૩૭ | ૧૦ | ૨૯ | ૩૦ | ૪૭ | ૨ | ૧૭ | ૩૨ | ૩૫ | ૬ | ૫ | ૫૧ | ૨૩ | ૦ | ૫ | ૫૧ | ૨૩ |
| ૪ | ૨૮ | ૨૭ | ૨૫ | ૧૧ | ૦ | ૪૫ | ૫૯ | ૨ | ૧૭ | ૩૪ | ૩૫ | ૬ | ૫ | ૪૮ | ૨૩ | ૦ | ૫ | ૪૮ | ૨૩ |
| ૪ | ૨૮ | ૫૦ | ૨૫ | ૧૧ | ૧ | ૪૯ | ૪૭ | ૨ | ૧૭ | ૩૬ | ૩૫ | ૬ | ૫ | ૪૫ | ૨૩ | ૦ | ૫ | ૪૫ | ૨૩ |
| ૪ | ૨૮ | ૪૩ | ૨૫ | ૧૧ | ૩ | ૧૪ | ૪૭ | ૨ | ૧૭ | ૩૮ | ૩૫ | ૬ | ૫ | ૪૨ | ૨૩ | ૦ | ૫ | ૪૨ | ૨૩ |
| ૪ | ૨૮ | ૩૬ | ૨૫ | ૧૧ | ૪ | ૨૯ | ૫૯ | ૨ | ૧૭ | ૪૦ | ૨૩ | ૬ | ૫ | ૩૯ | ૨૩ | ૦ | ૫ | ૩૯ | ૨૩ |
| ૪ | ૨૮ | ૨૯ | ૨૫ | ૧૧ | ૫ | ૪૩ | ૪૭ | ૨ | ૧૭ | ૪૩ | ૩૫ | ૬ | ૫ | ૩૬ | ૧૯ | ૦ | ૫ | ૩૬ | ૧૯ |
| ૪ | ૨૮ | ૨૨ | ૨૫ | ૧૧ | ૬ | ૫૮ | ૪૭ | ૨ | ૧૭ | ૪૫ | ૨૩ | ૬ | ૫ | ૩૨ | ૧૯ | ૦ | ૫ | ૩૨ | ૧૯ |
| ૪ | ૨૮ | ૧૫ | ૧૩ | ૧૧ | ૮ | ૧૩ | ૫૯ | ૨ | ૧૭ | ૪૮ | ૩૫ | ૬ | ૫ | ૨૯ | ૩૯ | ૦ | ૫ | ૨૯ | ૩૯ |
| ૪ | ૨૮ | ૯ | ૨૫ | ૧૧ | ૯ | ૨૪ | ૪૭ | ૨ | ૧૭ | ૫૦ | ૨૩ | ૬ | ૫ | ૨૬ | ૨૩ | ૦ | ૫ | ૨૬ | ૨૩ |
| ૪ | ૨૮ | ૨ | ૧૩ | ૧૧ | ૧૦ | ૪૨ | ૫૯ | ૨ | ૧૭ | ૫૩ | ૨૩ | ૬ | ૫ | ૨૩ | ૨૩ | ૦ | ૫ | ૨૩ | ૨૩ |
| ૪ | ૨૭ | ૫૬ | ૧૩ | ૧૧ | ૧૧ | ૫૬ | ૪૭ | ૨ | ૧૭ | ૫૬ | ૨૩ | ૬ | ૫ | ૨૦ | ૨૩ | ૦ | ૫ | ૨૦ | ૨૩ |
| ૪ | ૨૭ | ૫૦ | ૧૩ | ૧૧ | ૧૩ | ૧૧ | ૫૯ | ૨ | ૧૭ | ૫૯ | ૨૩ | ૬ | ૫ | ૧૭ | ૧૯ | ૦ | ૫ | ૧૭ | ૧૯ |
| ૪ | ૨૭ | ૪૪ | ૧૩ | ૧૧ | ૧૪ | ૨૫ | ૪૭ | ૨ | ૧૮ | ૨ | ૨૩ | ૬ | ૫ | ૧૩ | ૧૯ | ૦ | ૫ | ૧૩ | ૧૯ |
| ૪ | ૨૭ | ૩૮ | ૧૩ | ૧૧ | ૧૫ | ૪૦ | ૪૭ | ૨ | ૧૮ | ૫ | ૨૩ | ૬ | ૫ | ૧૦ | ૩૯ | ૦ | ૫ | ૧૦ | ૩૯ |
| ૪ | ૨૭ | ૩૨ | ૧૩ | ૧૧ | ૧૬ | ૫૫ | ૫૯ | ૨ | ૧૮ | ૮ | ૧૧ | ૬ | ૫ | ૭ | ૧૯ | ૦ | ૫ | ૭ | ૧૯ |
| ૪ | ૨૭ | ૨૬ | ૧૩ | ૧૧ | ૧૮ | ૯ | ૪૭ | ૨ | ૧૮ | ૧૨ | ૨૩ | ૬ | ૫ | ૩ | ૧૯ | ૦ | ૫ | ૩ | ૧૯ |
| ૪ | ૨૭ | ૨૦ | ૦ | ૧૧ | ૧૯ | ૨૪ | ૫૯ | ૨ | ૧૮ | ૧૫ | ૧૧ | ૬ | ૫ | ૦ | ૨૯ | ૦ | ૫ | ૦ | ૨૯ |
| ૪ | ૨૭ | ૧૫ | ૦ | ૧૧ | ૨૦ | ૩૮ | ૪૭ | ૨ | ૧૮ | ૧૯ | ૨૩ | ૬ | ૪ | ૫૭ | ૨૩ | ૦ | ૫ | ૫૭ | ૨૩ |
| ૪ | ૨૭ | ૧૦ | ૦ | ૧૧ | ૨૧ | ૫૩ | ૫૯ | ૨ | ૧૮ | ૨૨ | ૧૧ | ૬ | ૪ | ૫૪ | ૨૩ | ૦ | ૪ | ૫૪ | ૨૩ |
| ૪ | ૨૭ | ૫ | ૦ | ૧૧ | ૨૩ | ૭ | ૪૭ | ૨ | ૧૮ | ૨૬ | ૧૧ | ૬ | ૪ | ૫૧ | ૨૩ | ૦ | ૪ | ૫૧ | ૨૩ |
| ૪ | ૨૭ | ૦ | ૦ | ૧૧ | ૨૪ | ૨૨ | ૫૯ | ૨ | ૧૮ | ૩૦ | ૧૧ | ૬ | ૪ | ૪૮ | ૨૩ | ૦ | ૪ | ૪૮ | ૨૩ |
| ૪ | ૨૬ | ૫૫ | ૦ | ૧૧ | ૨૫ | ૩૬ | ૫૯ | ૨ | ૧૮ | ૩૪ | ૧૧ | ૬ | ૪ | ૪૪ | ૫૯ | ૦ | ૪ | ૪૪ | ૫૯ |
| ૪ | ૨૬ | ૪૯ | ૪૮ | ૧૧ | ૨૬ | ૫૦ | ૪૭ | ૨ | ૧૮ | ૩૮ | ૧૧ | ૬ | ૪ | ૪૧ | ૩૯ | ૦ | ૪ | ૪૧ | ૩૯ |
| ૪ | ૨૬ | ૪૬ | ૦ | ૧૧ | ૨૮ | ૫ | ૫૯ | ૨ | ૧૮ | ૪૨ | ૧૧ | ૬ | ૪ | ૩૮ | ૧૯ | ૦ | ૪ | ૩૮ | ૧૯ |
| ૪ | ૨૬ | ૪૦ | ૪૮ | ૧૧ | ૨૯ | ૧૯ | ૩૦ | ૨ | ૧૮ | ૪૫ | ૫૯ | ૬ | ૪ | ૩૫ | ૨૩ | ૦ | ૪ | ૩૫ | ૨૩ |
| ૪ | ૨૬ | ૩૬ | ૪૮ | ૦ | ૦ | ૩૪ | ૪૭ | ૨ | ૧૮ | ૫૧ | ૧૧ | ૬ | ૪ | ૩૨ | ૨૩ | ૦ | ૪ | ૩૨ | ૨૩ |
| ૪ | ૨૬ | ૩૨ | ૪૮ | ૦ | ૧ | ૪૮ | ૫૯ | ૨ | ૧૮ | ૫૫ | ૧૧ | ૬ | ૪ | ૨૯ | ૨૩ | ૦ | ૪ | ૨૯ | ૨૩ |

# ટીપ.



| | | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| ૧. | મેહેરબાન શેઠ આસપંદિઆરજી જમશેદજી, કલકત્તા ......... | ૩ | ૬ | ૦ |
| ૨. | મેહેરબાન શેઠ દાદાભાઇ ફરામજી પીટર, મુંબઇ ......... | ૩ | ૬ | ૦ |
| ૩. | મેહેરબાન શેઠ સોરાબજી માણેકજી દપતરી, સુરત ......... | ૩ | ૬ | ૦ |
| ૪. | લલીતારામ પંચરત્નરામ, સુરત ......... | ૩ | ૬ | ૦ |
| ૫. | મેહેરબાન રહીમાનખાન ગુલાબખાન, જામનગર ......... | ૩ | ૬ | ૦ |
| ૬. | મેહેરબાન શેઠ ફરામજી રૂસ્તમજી કામા, ઉદવાડા ......... | ૩ | ૬ | ૦ |
| ૭. | મેહેરબાન શેઠ મેહેરવાનજી નવરોજી જંગાલવાલા, સુરત ... | ૩ | ૬ | ૦ |
| ૮. | મેહેરબાન ઠાકુર રેવજી પી. સુંદરજી, મુંબઇ ......... | ૩ | ૬ | ૦ |
| ૯. | જોશી ભોળાનાથ હરગોવિંદ, સુરત ......... | ૦ | ૧૨ | ૦ |
| ૧૦. | મેહેરબાન શેઠ રૂસ્તમજી બરજોરજી ડાંગા, મુંબઇ ......... | ૬ | ૬ | ૦ |
| ૧૧. | મેહેરબાન શેઠ સોરાબજી ડોસાભાઇ ગાંધી, ભરૂચ ......... | ૦ | ૬ | ૦ |



## પુસ્તકની કિંમત.

| | | |
|---|---|---|
| એક વર્ષના અગાઉ ટપાલ ખર્ચસાથે. ત્રણ રૂપિઆ છ આના.... | ૩ | ૬ |
| પાછળથી .... | ૪ | ૮ |
| દરેક અંકને.... | ૦ | ૬ |

## ચેતવણી.

જે સાહેબોએ એક અંકની કિંમત છ આના મોકલી છે, તેઓએ મેહેરબાની કરી છ આના વધારે મોકલવા. કારણ, અમે ફેબરવારી તથા માર્ચ એ બે મહિનાના અંક સાથે કાઢેલા છે. અને જેઓને અંક ચાલુ રાખવાના હોય, તેઓએ રહેલી વર્ષની બાકી એક મહિનાની અંદર મોકલવી જોઇએ; એટલે અગાઉ વર્ગણી સમજવામાં આવશે. અને મે તારીખ ૧૭ સને ૧૮૮૫ ની આગળ આવશે, તો તે પાછળથી સમજવામાં આવશે.

કેટલાએક વર્ગણીદાર તરફથી કાગળો આવેછે, તેમાં તેમનાં નામ તથા પત્તા બરોબર સમજતાં નથી, તેથી મેહેરબાની કરીને, નામ તથા પત્તા સાફ તથા બરાબર કરીને લખી મોકલવા, એટલે અંક મોકલવાને ઠીક પડશે.... ...

આ માસિક પુસ્તક નિકળવાને વાર લાગ્યો તેનું કારણ એમ કે, ફેબરવારી મહિનાની આખરસુધી અમને વર્ગણીદાર ઘણાજ થોડા મળ્યા છે. અને હાલ પણ જેટલા મળવા જોઇએ તેટલા મળ્યા નથી, તોપણ આ માસિક પુસ્તક કાઢવાનું કામ અમે સરૂ કીધું છે.

નારાયણ ગોવિંદરાવ કડલક.
પુના, બુધવારની પેઠ, પુતળીના તાબુત પાસે
ઘર નંબર ૨૦૩.

# જ્યોતિઃપ્રકાશ.

પુસ્તક ૧ લું. એપ્રીલ. અંક ૩.



## આ માસિક પુસ્તકમધ્યે

પત્રિકા, વર્ષફળ, માસફળ, દિનફળ, પ્રશ્નસંબંધીફળ, રમળશાસ્ત્ર, સ્વરશાસ્ત્ર, કેરળશાસ્ત્ર, પંચપક્ષી, સૂર્યસિદ્ધાંતાદિસિદ્ધાંત, લીલાવતી, બીજ, અને વિવાહમૌંજ્યાદિ સકળ મુહૂર્તનિષ્કાશનપ્રકાર ઇત્યાદિ સંપૂર્ણ જ્યોતિષશાસ્ત્ર વિષે અતિ સુગમ રીતે ધામધોમ માહિતી આપવામાં આવશે. અને અંગ્રેજી રીતે દરેક માસમાંના દરેક દિવસના સ્પષ્ટ ગ્રહ આપવામાં આવશે.

આ માસિક પુસ્તક,

**નારાયણ ગોવિંદરાવ કડલક,**

એણે તૈયાર કરીને

[illegible] જ્ઞાનચંદ્ર પ્રેસમાં છપાવ્યું છે.

તારીખ ૨૦ એપ્રીલ સને ૧૮૮૫ [illegible]

કિંમત [illegible] આના.

સને ૧૮૬૭ ના આક્ટ ૨૫ પ્રમાણે આ પુસ્તક રજીસ્ટર કીધું છે.

## હવે કુંડલી વિષે વિચાર કહુછુ.

કુંડળી એટલે બાર ગૃહનું ચક્ર. તે હમેશાં આગળની આકૃતીથી દેખાડેછે.




એ કુંડળીમાં પેહેલું, બીજું, ત્રીજું, ઇત્યાદિ, જે સ્થાન દેખાડેલાં છે, તેનો કોઇ દહાડે પણ ફેરફાર થતો નથી.

એ કુંડળીમાં પ્રશ્નકાળમાં લગ્ન કયું છે, એટલે કઇ રાશીનો ઉદય થયો છે, એ કાઢી તે રાશિનો અંક પેહેલે ઠેકાણે માંડવો, અને તે રાશિથી ડાબે બાજુના ક્રમથી બાર રાશીના અંક માંડવા. (કુંડળીમાં રાશીનાં નામ ન લખતાં તેમના અંક લખેછે) અને તે વખતે સૂર્યાદિગ્રહ જે જે રાશીના હશે, તે તે રાશીને તે ગ્રહ માંડવા, અને તેપરથી ફળ કેહેવું. પ્રશ્નફળ જે કુંડળીપરથી કેહેનાં આવડેછે તે કુંડળીને તાત્કાળિક પ્રશ્નકુંડળી કહેછે, અને જન્મકુંડળી હોય તો તે કુંડળીને જન્મકુંડળી કહેછે.

પ્રશ્નકાળમાં કે જન્મકાળમાં જે રાશીનો ઉદય થયો હોય તે રાશિ કુંડળીમાં પેહેલે ઠેકાણે માંડીને બાકીની રાશિ ઉપર કહ્યાપ્રમાણે ડાબી બાજુના ક્રમથી, બીજા, ત્રિજા, ચોથા, ઇત્યાદિ સ્થાનમાં માંડવી. જે રાશિ પેહેલે ઠેકાણે માંડી હશે, તે રાશિની તે લગ્નકુંડળી સમજવી.

## ઉદાહરણ.

આ નીચેની કુંડલીમાં પેહેલ ઠેકાણે એકનો અંક છે કરીને એ મેષલગ્નકુંડલી સમજવી.




એ કુંડલીમાં પેહેલે ઠેકાણે બેનો અંક છે કરીને એ વૃષભલગ્નકુંડલી સમજવી.




એ કુંડલીમાં પેહેલે ઠેકાણે ત્રણનો અંક છે કરીને એ મિથુનલગ્નકુંડલી સમજવી.



એ કુંડલીમાં પેહેલ ઠેકાણે ચારનો અંક છે કરીને એ કર્કલગ્નકુંડલી સમજવી.




એ કુંડલીમાં પેહેલ ઠેકાણે પાંચમો અંક છે કરીને એ સિંહલગ્નકુંડલી સમજવી.




એ કુંડલીમાં પેહેલ ઠેકાણે છનો અંક છે કરીને એ કન્યાલગ્નકુંડલી સમજવી.



એ કુંડળીમાં પેહેલ ઠેકાણે સાતનો અંક છે કરીને એ તૂલાલગ્નકુંડલી સમજવી.




એ કુંડલીમાં પેહેલ ઠેકાણે આઠનો અંક છે કરીને એ વૃશ્ચિકલગ્નકુંડલી સમજવી.




એ કુંડલીમાં પેહેલ ઠેકાણે નવનો અંક છે કરીને એ ધનલગ્નકુંડલી સમજવી.



એ કુંડળીમાં પહેલ ઠેકાણે દસનો અંક છે કરીને એ મકરલગ્નકુંડળી સમજવી.




એ કુંડળીમાં પહેલ ઠેકાણે અગિઆરનો અંક છે કરીને એ કુંભલગ્નકુંડળી સમજવ




એ કુંડળીમાં પહેલ ઠેકાણે બારનો અંક છે કરીને એ મીનલગ્નકુંડળી સમજવી.



## કુંડલીમાંના બાર સ્થાન*.

૧ લાં સ્થાનનાં નામ. લગ્ન, મૂર્તિ, અંગ, તનુ, ઉદય, વપુ, કલ્પ, અને આદ્ય.

૨ જાં સ્થાનનાં નામ. ધન, સ્વ, કોશ, અર્થ, કુટુંબ, અને વિત્ત.

૩ જાં સ્થાનનાં નામ. સહજ, ભ્રાતૃ, દુશ્ચિક્ય, સહોદય, અને પરાક્રમ.

૪ થાં સ્થાનનાં નામ. અંબા, પાતાલ, તૂર્ય, હિબુક, ગૃહ, સુહૃત્, વાહન, યાન, બંધુ, અંબુ, નીર, જલ, અને સુખ.

૫ માં સ્થાનનાં નામ. તનય, બુદ્ધિ, વિદ્યા, આત્મજ, વાક્સ્થાન, તનુજ, ત્રિકોણ, પ્રતિભા, અને ધી.

૬ ઠાં સ્થાનનાં નામ. રિપુ, દ્વેષ, વૈરી, અને ક્ષત.

૭ માં સ્થાનનાં નામ. જામિત્ર, અસ્ત, સ્મર, મદન, મદ, ઘૂન, કામ, અને ચિત્તોત્થ.

૮ માં સ્થાનનાં નામ. રંધ્ર, આયુ, છિદ્ર, યામ્ય, નિધન, લય, અને મૃત્યુ.

૯ માં સ્થાનનાં નામ. ગુરૂ, ધર્મ, શુભ, તપ, માર્ગ, અને ત્રિકોણ.

૧૦ માં સ્થાનનાં નામ. તાત, આજ્ઞા, માન, કર્મ, આસ્પદ, ગગન, નભ, વ્યોમ, મેષૂરણ, મધ્ય, વ્યાપાર, અને અંબર.

૧૧ માં સ્થાનનાં નામ. ભવ, આગમ, પ્રાપ્તિ, આય, ભ, સર્વતોભદ્ર, અને લાભ.

૧૨ માં સ્થાનનાં નામ. પ્રાંત્ય, અંતિમ, રિઃફ, અને વ્યય.

---

## કેંદ્રાદિ સંજ્ઞક ભવન.

કેંદ્ર, કંટક, ને ચતુષ્ટય—એ નામ એક, ચાર, સાત, દસ, એ સ્થાનને છે.

ત્રિકોણ, એ નામ પાંચ ને નવ એ સ્થાનને છે.

પણફર, એ નામ આઠ, અગિઆર, પાંચ ને બે. એ સ્થાનને છે.

આપોક્લિમ, એ નામ નવ, બાર, છ અને ત્રણ એ સ્થાનને છે.

ત્રિક, એ નામ છ, આઠ, બાર, એ સ્થાનને છે.

ઉપચય, એ નામ ત્રિજા, લાભ, દસમાં, ને છઠા સ્થાનને છે.

ચતુરશ્ચ, એ નામ ચોથા ને આઠમાં સ્થાનને છે.

---

* સ્થાન એટલે ભાવ, ભવન, ગૃહ.

## ગ્રહના શત્રુ મિત્રનો વિચાર.

રવિના મિત્ર—ચંદ્ર, મંગળ ને ગુરૂ.
રવિના શત્રૂ—શુક્ર ને શનિ.
રવિનો સમ—બુધ.
ચંદ્રના મિત્ર—રવિ ને બુધ.
ચંદ્રને શત્રૂ—નહીં.
ચંદ્રના સમ—મંગળ, ગુરૂ, શુક્ર ને શનિ.
મંગળના મિત્ર—રવિ, ચંદ્ર ને ગુરૂ.
મંગળનો શત્રૂ—બુધ.
મંગળના સમ—શુક્ર ને શનિ.
બુધના મિત્ર—રવિ ને શુક્ર.
બુધનો શત્રૂ—ચંદ્ર.
બુધના સમ—મંગળ, ગુરૂ ને શનિ.
ગુરૂના મિત્ર—રવિ, સોમ ને મંગળ.
ગુરૂના શત્રૂ—બુધ ને શુક્ર.
ગુરૂનો સમ—શનિ.
શુક્રના મિત્ર—બુધ ને શનિ.
શુક્રના શત્રૂ—રવિ ને ચંદ્ર.
શુક્રના સમ—મંગળ ને ગુરૂ.
શનિના મિત્ર—શુક્ર ને બુધ.
શનિના શત્રૂ—રવિ, ચંદ્ર ને મંગળ.
શનિનો સમ—ગુરૂ.

| | રવિ. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|
| મિત્ર. | ચંદ્ર, મંગળ, ગુરૂ. | રવિ, બુધ. | રવિ, ચંદ્ર ને ગુરૂ. | રવિ ને શુક્ર. | રવિ, ચંદ્ર ને મંગળ. | બુધ ને શનિ. | શુક્ર ને બુધ. |
| શત્રૂ. | શુક્ર,શનિ | નહીં. | બુધ. | ચંદ્ર. | બુધ ને શુક્ર. | રવિ ને ચંદ્ર. | રવિ, ચંદ્ર ને મંગળ. |
| સમ. | બુધ. | મંગળ, ગુરૂ, શુક્ર, ને શનિ. | શુક્ર ને શનિ. | મંગળ, ગુરૂ ને શનિ. | શનિ. | મંગળ ને ગુરૂ. | ગુરૂ. |

## ગ્રહની દૃષ્ટિ વિષે (દષ્ટિ—નજર).

જે સ્થાનમાં જે ગ્રહ હોય, તે ગ્રહની દષ્ટિ તે સ્થાનથી ત્રિજા ને દસમાં સ્થાનપર એક ચરણ એટલે ¼ હોયછે. પાંચમાં ને નવમાં સ્થાનપર બે ચરણ ½ હોયછે. ચોથા ને આઠમાં સ્થાનપર ત્રણ ચરણ એટલે ¾ દષ્ટિ હોયછે, અને સાતમાં સ્થાનપર ચાર ચરણ એટલે પૂર્ણ દષ્ટિ હોયછે.

શનિ જે સ્થાનમાં હોય તે સ્થાનથી ત્રિજા, સાતમાં, ને દસમાં સ્થાનપર તેની પૂર્ણ નજર હોયછે.

ગુરૂ જે સ્થાનમાં હોય તે સ્થાનથી સાતમાં, નવમાં ને પાંચમાં સ્થાનપર તેની પૂર્ણ નજર હોયછે.

મંગળ જે સ્થાનમાં હોય તે સ્થાનથી ચોથા, સાતમાં ને આઠમાં સ્થાનપર તેની પૂર્ણ નજર હોયછે.



## ગ્રહલાઘવ ગ્રંથપરથી અયનાંશ કાઢવાની રીત.

ઇષ્ટ શકમાંથી ૪૪૪ બાદ કરીને જે બાકી રહેશે તેટલી કલા માનવી ને તેના અંશ કરવા, એટલે અયનાંશ થાયછે.

તે એપ્રમાણે શકે ૧૮૦૬ માં અયનાંશ ૧૮૦૬ એમાંથી બાદ ૪૪૪ કીધાં, બાકી રહ્યા ૧૩૬૨ તેના અંશ ૨૨ ને ૪૨ કલા થઇ.

અંગ્રેજ લોકે સૂક્ષ્મ વેધ કરેલા છે, તેપરથી અયનગતિ દર વર્ષે ૫૦ ૧/૫ વિકલા છે, એવું સમજવામાં આવ્યું છે.

જૂના કાળના ગ્રંથોપ્રમાણે શકે ૪૪૪ રેવતી યોગતારાનો સાયન ભોગ શૂન્ય હતું, અને અંગ્રેજી રીતની શકે ૪૯૬ માં શૂન્ય હતું કરીને રેવતી નક્ષત્ર નિરયણ માનનો આરંભ માનવો જોઇએ, કારણ, એવું માનવાને જૂના કાળના ગ્રંથોમાં ઘણાં કારણો મળી આવેછે.



## ખરી અયનાંશ કાઢવાની રીત આગળ લખ્યાપ્રમાણે.

ઇષ્ટ શકમાંથી ૪૯૬ બાદ કરીને જે બાકી રહેશે તેને ૫૦ ૧/૬૫ વિકલાથી ગુણી તે ગુણાકારના અંશ અને કલા કરવી એટલે અયનાંશ થાયછે, અથવા એ કામ આગળ આપેલી આયનગતિના કોષ્ટકથી કરવું. ઉદાહરણ.

| | | અયનગતિ. | અં. | ક. | વિ. |
|---|---|---|---|---|---|
| શકે | ૧૮૦૬ | ૧૦૦૦ વર્ષ | ૧૩ | ૫૬ | ૪૦ |
| — | ૪૯૬ | ૩૦૦ વર્ષ | ૪ | ૧૧ | ૦ |
| | | ૧૦ વર્ષ | ૦ | ૮ | ૨૨ |
| | ૧૩૧૦ | ૧૩૧૦ | ૧૮ | ૧૬ | ૨ |

શકે ૧૮૦૬ માં અયનાંશ.



## સાયન ગ્રહ ને નિરયણ ગ્રહ કરવામાટે અયનગતિનું કોષ્ટક.

| વર્ષસંખ્યા. | અયનગતિ. | | | |
|---|---|---|---|---|
| | રા. | અં. | ક. | વિ. |
| ૧ | ૦ | ૦ | ૦ | ૫૦·૨ |
| ૨ | ૦ | ૦ | ૧ | ૪૦·૪ |
| ૩ | ૦ | ૦ | ૨ | ૩૦·૬ |
| ૪ | ૦ | ૦ | ૩ | ૨૦·૮ |
| ૫ | ૦ | ૦ | ૪ | ૧૧·૦ |
| ૬ | ૦ | ૦ | ૫ | ૧·૨ |
| ૭ | ૦ | ૦ | ૫ | ૫૧·૪ |
| ૮ | ૦ | ૦ | ૬ | ૪૧ ૬ |
| ૯ | ૦ | ૦ | ૭ | ૩૧ ૮ |
| ૧૦ | ૦ | ૦ | ૮ | ૨૨·૦ |
| ૨૦ | ૦ | ૦ | ૧૬ | ૪૪·૦ |
| ૩૦ | ૦ | ૦ | ૨૫ | ૬·૦ |
| ૪૦ | ૦ | ૦ | ૩૩ | ૨૮ ૦ |
| ૫૦ | ૦ | ૦ | ૪૧ | ૫૦ ૦ |
| ૬૦ | ૦ | ૦ | ૫૦ | ૧૨·૦ |
| ૭૦ | ૦ | ૦ | ૫૮ | ૩૪ ૦ |
| ૮૦ | ૦ | ૧ | ૬ | ૫૬ ૦ |
| ૯૦ | ૦ | ૧ | ૧૫ | ૧૮·૦ |
| ૧૦૦ | ૦ | ૧ | ૨૩ | ૪૦·૦ |
| ૨૦૦ | ૦ | ૨ | ૪૭ | ૨૦·૦ |
| ૩૦૦ | ૦ | ૪ | ૧૧ | ૦·૦ |
| ૪૦૦ | ૦ | ૫ | ૩૪ | ૪૦·૦ |
| ૫૦૦ | ૦ | ૬ | ૫૮ | ૨૦ ૦ |
| ૬૦૦ | ૦ | ૮ | ૨૨ | ૦ ૦ |
| ૭૦૦ | ૦ | ૯ | ૪૫ | ૪૦·૦ |
| ૮૦૦ | ૦ | ૧૧ | ૯ | ૨૦·૦ |
| ૯૦૦ | ૦ | ૧૨ | ૩૩ | ૦·૦ |
| ૧૦૦૦ | ૦ | ૧૩ | ૫૬ | ૪૦·૦ |

| વર્ષસંખ્યા. | અયનગતિ. | | | |
|---|---|---|---|---|
| | રા. | અં. | ક. | વિ. |
| ૨૦૦૦ | ૦ | ૨૭ | ૫૩ | ૨૦ |
| ૩૦૦૦ | ૧ | ૧૧ | ૫૦ | ૦ |
| ૪૦૦૦ | ૧ | ૨૫ | ૪૬ | ૪૦ |
| ૫૦૦૦ | ૨ | ૯ | ૪૩ | ૨૦ |
| ૬૦૦૦ | ૨ | ૨૩ | ૪૦ | ૦ |
| ૭૦૦૦ | ૩ | ૭ | ૩૬ | ૪૦ |
| ૮૦૦૦ | ૩ | ૨૧ | ૩૩ | ૨૦ |
| ૯૦૦૦ | ૪ | ૫ | ૩૦ | ૦ |
| ૧૦૦૦૦ | ૪ | ૧૯ | ૨૬ | ૪૦ |
| ૧૧૦૦૦ | ૫ | ૩ | ૨૩ | ૨૦ |
| ૧૨૦૦૦ | ૫ | ૧૭ | ૨૦ | ૦ |
| ૧૩૦૦૦ | ૬ | ૧ | ૧૬ | ૪૦ |
| ૧૪૦૦૦ | ૬ | ૧૫ | ૧૩ | ૨૦ |
| ૧૫૦૦૦ | ૬ | ૨૯ | ૧૦ | ૦ |
| ૧૬૦૦૦ | ૭ | ૧૩ | ૬ | ૪૦ |
| ૧૭૦૦૦ | ૭ | ૨૭ | ૩ | ૨૦ |
| ૧૮૦૦૦ | ૮ | ૧૧ | ૦ | ૦ |
| ૧૯૦૦૦ | ૮ | ૨૪ | ૫૬ | ૪૦ |
| ૨૦૦૦૦ | ૯ | ૮ | ૫૩ | ૨૦ |
| ૨૧૦૦૦ | ૯ | ૨૨ | ૫૦ | ૦ |
| ૨૨૦૦૦ | ૧૦ | ૬ | ૪૬ | ૪૦ |
| ૨૩૦૦૦ | ૧૦ | ૨૦ | ૪૩ | ૨૦ |
| ૨૪૦૦૦ | ૧૧ | ૪ | ૪૦ | ૦ |
| ૨૫૦૦૦ | ૧૧ | ૧૮ | ૩૬ | ૪૦ |
| ૨૫૮૬૮ | ૧૨ | ૦ | ૦ | ૦ |

અયનગતિનું એક પૂર્ણ ચક્ર ૨૫૮૬૮ વર્ષથી થાયછે.

## ગ્રહગતિ કાઢવાની રીત.

આજના બાર વાગતાના ગ્રહ અને આવતી કાલના બાર વાગતાના ગ્રહ એ બેમાં જે અંતર કાઢીએ, તે ગ્રહની એક દિવસની ગતિ આવેછે.

---

## ઈષ્ટકાળના ગ્રહ કાઢવાની રીત.

અમે દરેક માસીક પુસ્તકમધે દરેક દિવસના બાર વાગતાના સાયન ગ્રહ આપેલા છે. જેઓને બાર વાગતાના અગાઉના, અથવા પછીના ગ્રહ કરવાના હોય તેઓએ એક દહાડાની ગ્રહની ગતિ કરીને તે ગતિથી બારના અગાઉનો જે ઘટિકાત્મક ઇષ્ટકાળ હશે તેને ગુણવું, ને સાઠે તે ગુણાકારને ભાગવુ, એટલે ઇષ્ટચાલન આવશે. પછી તે ચાલન બાર વાગતાના ગ્રહમાં બાદ કરવું. ને વક્રી હોય તો ઉમેરવું. એટલે સ્પષ્ટ ગ્રહ તાત્કાલિક થશે.

એજપ્રમાણે બારના આગળનું જે ચાલન આવશે તે બાર વાગતાના ગ્રહમાં ઉમેરવું, ને વક્રી હોયતો બાદ કરવું, એટલે તાત્કાલિક સાયન સ્પષ્ટ ગ્રહ થશે, અને તેમાંથી અયનાંશ બાદ કીધાથી ફલોપયેગી નિરયણ સ્પષ્ટ ગ્રહ થશે.

ઉદાહરણ. શકે ૧૮૦૬ પોષ શુદ પુનેમ, ગુરૂવાર દહાડાના બરાબર ૪ ચાર વાગતાનો રવિ કાઢવાનો છે, માટે પુનેમનો ૧૨ બાર વાગતાનો સાયન સૂર્ય રા. ૯ અં. ૧૧ ક. ૬ વિ. ૨૫ છે, અને પોષ વદ ૧ નો ૧૨ બાર વાગતાનો સાયન સૂર્ય રા. ૯ અં. ૧૨ ક. ૭ વિ. ૩૩ છે. હવે એ બેનું અંતર કરીને એક દિવસની ગતિ કાઢી, તે અંશ ૧ કલા ૧ અને વિકલા ૮ છે.

આપણને બરાબર ચાર વાગતાનાનો ગ્રહ કરવાનો છે, કરીને ચાર કલાકની ઘડી ૧૦ દસ થઇ. તે ઘડીથી સૂર્યના એક દિવસની ગતીને ગુણ્યું, અને ૬૦ સાઠે ભાગ્યું, ત્યારે ૧૦ દસ ઘડીનું ચાલન ૧૦ કલા ને ૧૧ વિકલા આવ્યા. ઇષ્ટકાળ બાર આગળનો છે, માટે પુનેમના ૧૨ વાગતાના સાયન સૂર્યને એ ચાલન ઉમેર્યું, ત્યારે રા. ૯ અં. ૧૧ ક. ૧૬ વિકલા ૩૬ એ તાત્કાલિક સાયન સ્પષ્ટ રવિ થયો. એમાંથી ચાલુ સાલના અયનાંશ અં. ૧૮ ક. ૧૬ વિ. ૪ બાદ કરીને બાકી રા. ૮ અં. ૨૩ ક. ૦ વિ. ૩૨ એ નિરયણ સ્પષ્ટ ગ્રહ તૈયાર થયો. એજપ્રમાણે બાકીના ઇષ્ટકાળના ગ્રહ તૈયાર કરવા.

---

# હિંદુસ્થાનમાંના કેટલાંક શેહેરનાં અક્ષાંશ તથા રેખાંશ.

| શેહેરનાં નામ. | અક્ષાંશ. | | | | | મુંબઇથી રેખાંશ. | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અંશ. | | યોજન | પલભા. | | અંશ. | | યોજન | કાલાંતર. | | | |
| | | | | | | | | | ઘડિ | | કલાક. | |
| | અં. | ક | | અં | વ્ય. | અં. | ક. | | ઘ | પ. | ક | મિ |
| કાશ્મીર …… | ઉત્તર ૩૩ | ૨૩ | ૨૩૦ | ૭ | ૫૪ | પૂર્વ ૧ | ૫૦ | પૂર્વ ૧૩ | +૦ | ૧૮ | +૦ | ૭ |
| લાહોર……… | ૩૧ | ૩૬ | ૨૧૮ | ૭ | ૨૩ | ૧ | ૬ | ૧૦ | ૦ | ૧૧ | ૦ | ૫ |
| દિલ્હી ……… | ૨૮ | ૪૩ | ૧૯૮ | ૬ | ૩૩ | ૪ | ૧૨ | ૨૮ | ૦ | ૪૨ | ૦ | ૧૭ |
| ગ્વાલિર……… | ૨૬ | ૧૫ | ૧૮૧ | ૫ | ૫૪ | ૫ | ૪ | ૩૩ | ૦ | ૫૧ | ૦ | ૨૦ |
| આગ્રા……… | ૨૭ | ૧૨ | ૧૮૮ | ૬ | ૭ | ૪ | ૫૯ | ૩૩ | ૦ | ૫૦ | ૦ | ૨૦ |
| અલાહબાદ (પ્રયાગ) … | ૨૫ | ૨૭ | ૧૭૬ | ૫ | ૪૨ | ૮ | ૫૩ | ૫૯ | ૧ | ૨૯ | ૦ | ૩૬ |
| બનારસ (કાશી). | ૨૫ | ૩૦ | ૧૭૬ | ૫ | ૪૩ | ૧૦ | ૩ | ૬૪ | ૧ | ૪૦ | ૦ | ૪૦ |
| હૈદ્રાબાદ સિંધ | ૨૫ | ૨૨ | ૧૭૫ | ૫ | ૪૧ | પશ્ચિમ ૪ | ૧૬ | પશ્ચિમ ૨૯ | −૦ | ૪૩ | −૦ | ૧૭ |
| આમદાબાદ … | ૨૩ | ૧૦ | ૧૬૦ | ૫ | ૨૦ | પશ્ચિમ ૦ | ૧૫ | ૨ | ૦ | ૨ | ૦ | ૧ |
| ઉજ્જન …… | ૨૩ | ૫ | ૧૫૯ | ૫ | ૬ | પૂર્વ ૨ | ૫૫ | પૂર્વ ૨૧ | +૦ | ૨૯ | +૦ | ૧૨ |
| કલકત્તા …… | ૨૨ | ૨૩ | ૧૫૪ | ૪ | ૫૭ | ૧૫ | ૩૧ | ૧૦૬ | ૨ | ૩૫ | ૧ | ૨ |
| વડોદરૂં……… | ૨૨ | ૧૩ | ૧૫૩ | ૪ | ૫૪ | ૦ | ૨૭ | ૩ | ૦ | ૫ | ૦ | ૨ |
| સુરત ……… | ૨૧ | ૧૩ | ૧૪૬ | ૪ | ૩૯ | ૦ | ૬ | ૦ | ૦ | ૧ | | ૦ |
| નાશિક…… … | ૧૯ | ૫૮ | ૧૩૮ | ૪ | ૨૩ | ૦ | ૫૩ | ૬ | ૦ | ૯ | ૦ | ૪ |
| અહમદનગર … | ૧૯ | ૧૫ | ૧૩૩ | ૪ | ૧૧ | ૧ | ૪૮ | ૧૩ | ૦ | ૧૮ | ૦ | ૭ |
| મુંબઇ……… | ૧૮ | ૫૮ | ૧૩૧ | ૪ | ૭ | ૦ | ૦ | ૦ | | ૦ | | ૦ |
| પુણું ……… | ૧૮ | ૩૦ | ૧૨૮ | ૪ | ૦ | ૧ | ૩ | ૭ | ૦ | ૧૧ | ૦ | ૫ |
| સતારા……… | ૧૭ | ૫૦ | ૧૨૩ | ૩ | ૫૧ | ૧ | ૬ | ૮ | ૦ | ૧૧ | ૦ | ૫ |
| હૈદ્રાબાદ (નિજામ) … | ૧૭ | ૧૫ | ૧૧૯ | ૩ | ૪૩ | ૫ | ૪૫ | ૩૮ | ૦ | ૫૮ | ૦ | ૨૩ |
| સોલાપુર …… | ૧૭ | ૩૮ | ૧૨૧ | ૩ | -૪૫ | ૩ | ૩ | ૨૧ | ૦ | ૩૦ | ૦ | ૧૨ |
| રત્નાગિરી,…… | ૧૭ | ૨ | ૧૧૮ | ૩ | ૪૧ | ૦ | ૨૭ | ૩ | ૦ | ૫ | ૦ | ૨ |
| કોલ્હાપુર …… | ૧૬ | ૧૯ | ૧૧૩ | ૩ | ૩૦ | ૧ | ૨૮ | ૯ | ૦ | ૧૫ | ૦ | ૬ |
| બેળગાંવ …… | ૧૫ | ૫૫ | ૧૧૦ | ૩ | ૨૫ | ૧ | ૩૮ | ૧૦ | ૦ | ૧૬ | ૦ | ૬ |
| ગોવા ……… | ૧૫ | ૩૦ | ૧૦૭ | ૩ | ૨૦ | ૧ | ૫ | ૮ | ૦ | ૧૧ | ૦ | ૫ |
| મદ્રાસ ……… | ૧૩ | ૪ | ૯૦ | ૨ | ૪૭ | ૭ | ૨૨ | ૫૩ | ૧ | ૧૪ | ૦ | ૩૦ |
| રામેશ્વર …… | ૯ | ૨૦ | ૬૪ | ૨ | ૫૮ | ૬ | ૫૦ | પૂર્વ ૪૭ | +૧ | ૮ | +૦ | ૨૭ |
| લંડન (વિલાયત | ૫૧ | ૩૧ | ૩૫૬ | ૧૫ | ૬ | પશ્ચિ ૭૨ | ૫૧ | પ. ૫૦૩ | −૧ | ૨૯ | −૪ | ૫૨ |

## પલભા.

જે દિવસે સાયન રવિ. ૦ રા. ૦ અં. ૦ ક. ૦ વિ. ૦ એટલે થયે તે દહાડે બપોરે સરખી જમીનપર બાર અંગલ શંકુયંત્ર ( શંકુયંત્ર-સંડાયલ ) મૂકીને તેની જે છાયા પડશે તેને પલભા એવું કહેછે.

---

## ચરખંડ લાવવાની રીત.

પલભા ત્રણ ઠેકાણે માંડીને તેને અનુક્રમથી ૧૦, ૮, ૧૦ એ અંકથી ગુણવું અને જે ગુણાકાર આવશે, તે અનુક્રમથી પેહેલું, બીજું ને ત્રીજું, એવાં ચરખંડ થાયછે. અને ત્રીજા ખંડને વિશેષ સંસ્કાર ૩ એ ભાગવાનો છે, તે માત્ર કરવો.

### ઉદાહરણ.

મુંબઇની પલભા ૪/૭ છે તેને ૧૦ સે ગુણ્યું, ત્યારે ૪૧/૧૦ એ પેહેલું ચરખંડ થયું. અને પલભેને ૮ આઠે ગુણ્યું ત્યારે ૩૨/૫૬ એ બીજું ચરખંડ થયું. વળી પલભેને ૧૦ સે ગુણીને ૩ એ ભાગ્યું ત્યારે ૧૩/૪૩ એ ત્રિજું ચરખંડ થયું.

---

## લંકોદય.

| | |
|---|---|
| મેષરાશિ ઉદયપલ ૨૭૮. | તૂલરાશિ ઉદયપલ ૨૭૮. |
| વરખરાશિ ઉદયપલ ૨૯૯. | વૃશ્ચિકરાશિ ઉદયપલ ૨૯૯. |
| મિથુનરાશિ ઉદયપલ ૩૨૩. | ધનરાશિ ઉદયપલ ૩૨૩. |
| કર્કરાશિ ઉદયપલ ૩૨૩. | મકરરાશિ ઉદયપલ ૩૨૩. |
| સિંહરાશિ ઉદયપલ ૨૯૯. | કુંભરાશિ ઉદયપલ ૨૯૯. |
| કન્યારાશિ ઉદયપલ ૨૭૮. | મીનરાશિ ઉદયપલ ૨૭૮. |

---

## સ્વદેશ ઉદયપલ કાઢવાની રીત.

લંકા મેષ ઉદયપલ–પેહેલું ચરખંડ=સ્વદેશના મેષ ઉદયપલ.
લંકા વરખ ઉદયપલ–બીજું ચરખંડ=સ્વદેશના વરખ ઉદયપલ.
લંકા મિથુન ઉદયપલ–ત્રિજું ચરખંડ=સ્વદેશના મિથુન ઉદયપલ.
લંકા કર્ક ઉદયપલ+ત્રિજું ચરખંડ=સ્વદેશના કર્ક ઉદયપલ.

આ + ઉમેરવાની નિશાની. આ – બાદ કરવાની નિશાની. આ = બરોબરની નિશાની.

આગળ ચાલુ.

### કબ્જુતખારિજશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

કબ્જુતખારિજશકલ અશુભ છે. જાતિ મ્લેચ્છ, અન્યાય કરવાવિષે તત્પર, ગ્રણયુક્ત મોઢું, બિલાડીનેજેવી નજર, મોટા પાટા, કાળોપિળો રંગ, મોટા દાંત, નીચ સ્વભાવ, તીખી ચીજોપર પ્રીતિ, નિંદક ઠેકાણે રહેનારો, અને લોઢું તથા પથરાનો સ્વામી છે.

---

### જમાતશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

જમાતશકલનો રંગ ઘઉંના જેવો છે, જાતિ શુદ્ર, છબિઓ પાડવાવિષે હોશિઆર, ગુણવાન, સોનું પારખવામાં ચતુર, ખર્ચ કરવાવિષે ઉદાર, અને વૈદ્યશાસ્ત્રમાં કાબીલ, આંખો કાળી, મધ્યમ ઊંચો, મોટું મોઢું, હમેશાં ઉત્તમ ભોજન કરનારો, સંધિ કરવામાં કુશલ, હિંસક, પાઠ કરવાની સ્થિતિમાં રહેનારો, અને પિળા રત્નનો સ્વામી છે,

---

### ફરહાશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

ફરહાશકલનું શરીર મોટું છે, રંગ ગોરો, હમેશાં લખવામાં મન, હસતું મોઢું, કમાનના જેવી ભમર, આંખો ઘણીજ કાળી, મોતીનો સ્વામી, સારી જગામાં રહેનારો, ઉત્તમ ભોજન કરનારો, અને નાના હોઠ, એવો છે.

---

### ઉકલાશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

ઉકલાશકલનો રંગ કાળો, મોં મોટું, મેલો નીચ જાતિ, નાની આંખ, સ્તુતિ કરવાવિષે હોશિઆર, દુઃખી, બંદીખાનામાં રહેનારો, પાણીને ઠેકાણે રહેનારો, નીચ સ્વભાવ, વંગ અને કાળા પથ્થરનો સ્વામી છે.

---

### ઇન્કીશશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

ઇન્કીશશકલનો રંગ કાળો છે. ખેતીકામમાં ઘણુંજ ચિત્ત, કાળી આંખ, મ્લેચ્છ જાતિ, ઘરકામમાં હોશિઆર, સુખી, ગંદો, ગામમાં રહેનારો, મોટા અવયવ, નિરંતર ચાકરી કરનારો, મજબૂત દાંત, ખાટી ચીજ ખાનારો, આળસુ, ખોટું બોલનારો, બારીક આંખો, મોટા પાટા, લોઢું અને પથરાનો સ્વામી છે.

---

### હુમરાશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

હુમરાશકલની જાતિ ક્ષત્રી, બાહાદુર, શસ્ત્રવિદ્યામાં નિપુણ, લાહી કાઢું, ચોરી કરનારો, હિંસાવી, નિંદ્યજગામાં રહેનારો, હજામ, લોઢાનું કામ કરનારો, ટંટાબાજ, પીળી

આંખો, વ્રણયુક્ત, મોટું માથું, મધ્યમ ઊંચો, તીખી ચીજો ખાનારો, વન, પર્વત, ગુફા, એવે ઠેકાણે રહેનારો એવો છે.

## બયાજ્શકલના ગુણવર્ણાદિકનો વિચાર.

બયાજ્શકલનો રંગ ગોરો, જાતિ બ્રાહ્મણ, હમેશાં ફરનારો, સુખી, સિદ્ધિવાન, લોક શ્રેષ્ઠ, દેવપૂજા કરવામાં ચિત્ત, મધ્યમ ઊંચો, ગોળ મોઢું, કાળી આંખો, બાષણ કરવામાં હોશિઆર કપુરાદિ સુગંધયુક્ત, વેચનારો, પાણી, ઝાડી, એવે ઠેકાણે રેહેનારો, ઉત્તમ કપડાં પેહેરનારો. ઉત્તમ ભોજન કરનારો, દૂધ પીનારો અને વિષ્ણુ પૂજા કરનારો એવો છે.

## નસ્રત્ખારિજ્શકલના ગુણવર્ણાદિકનો વિચાર.

નસ્રત્ખારિજ્શકલની જાતિ ક્ષત્રિય છે, લોકમાં શ્રેષ્ઠ, રાજકાજમાં ચિત્ત. ધર્મકર્મવાન, ઊંચો, આંખો મોટી, ગોરો, પાણીની પાસે રહેનારો, સોનું હરણ કરનારો, સોનું, માણેક અને રત્ન એનો અધિપતિ, ઉત્તમ કપડાં પહેરનારો, ઉત્તમ ભોજન ઉપર વધારે પ્રીતિ કરનારો એવો છે.

## નસ્રત્દાખિલશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

નસ્રત્દાખિલશકલનો રંગ ગોરો છે, જાતિ બ્રાહ્મણ, અનુષ્ઠાન કરનારો, ઊંચો, મોઢું ગોલ, મોંપર તલ, નાની પણ વિશાળ આંખો, સોનું, રૂપું, અને સ્ફટીકનો સ્વામી છે, સમુદ્ર પાસે રેહેનારો, ઉત્તમ કપડાં પહેરનારો, હમેશાં અધ્યાયનનો અભ્યાસ કરનારો, ઉત્તમ ભોજન કરનારોને નિરંતર સુગંધયુક્ત એવો છે.

## અતબેખારિજ્શકલના ગુણવર્ણાદિકનો વિચાર.

ઊંચો, વ્રણયુક્ત, નબળો, કાળો ને થોડો પિળચટો, સત્તરહિત, ગાયના જેવી આંખો, વન, પર્વત, ગુફા એવે ઠેકાણે રહેનારો, ગરમ કપડાં પહેરનારો ગરો, નબળા શરીરનો છે.

## નકીશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

નકીશકલનો રંગ ગોરો છે. જાતિ ક્ષત્રિય, આંખો પિળી, યુદ્ધ કરવામાં નિપુણ મોટી ગરદન, નિરંતર વ્યભિચારણ કરનારો, મદ્યપ કરનારામાં શ્રેષ્ઠ, નિજના કુળમાં

રહેનારો, રાતા વાળ, માંસ ખાનારો, પિળાં કપડાં પહેરનારો, પાણીપાસે રહેનારો અને અંધારી જગામાં રહેનારો એવો છે.

---

## અતખેદાખિલશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

અતખેદાખિલશકલ શરીરે ઊંચું છે, રંગ ઘઉંના જેવો, હમેશાં દુઃખી, હસતું મોહું, ભમરમાં કંઇ તફાવત, મોટી જાંગ, કાળી આંખો, આંખની પાસે તલ, મોટી વસ્તુપર પ્રીતિ, ઝાડને ઠેકાણે રહેનારો, હમેશાં મજલસમાં રહેવું, પાણી પાસે રહેવું, થાંભલા, બાલા અને ઝાડ એની નીચે રહેનારો એવો છે.

---

## ઈજતમાશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

ઈજતમાશકલની જાતિ શૂદ્ર, રાજાનો લેખક, જ્યોતિઃશાસ્ત્ર જાણનારો, ગુણ લેનારો, સુંદર દેહ, ખાળવાલી આંખો, નાના તરેહની ચીજોપર પ્રીતિ, ચિત્રયુક્ત પાઠશાળામાં રહેનારો, સાત ધાતુનો સ્વામી, રંગી બેરંગી કપડાં પહેનારો અને કોમળ શરીરનો છે.

---

## તરીખશકલના ગુણવર્ણાદિકનો વિચાર.

તરીખશકલની જાતિ વૈશ્ય, મોટું શરીર, હમેશાં નખળો, મોટી આંખો, સુંદર દેહ, હમેશાં માર્ગ ચાલનારો, શક્તિવાન, પર્વતપર ફરનારો, રાજાના ઘેરમાં રહેનારો, ઊંચાં કપડાં પહેરનારો, અને ઉત્તમ ભોજન કરનારો એવો છે.

---

## સ્થાનનાં નામ.

પહેલા, ચોથા, સાતમાં, દસમાં એ શકલને અવતાદ સંજ્ઞા, ને કેંદ્ર સંજ્ઞા છે.

બિજાં, પાચમાં, આઠમાં ને અગિઆરમાં એ શકલને માયલ્. ને પણફર એવી સંજ્ઞા છે.

ત્રિજાં, છઠ્ઠાં, નવમાં, ને બારમાં એ શકલને જાયલ ને આપોક્લિમ સંજ્ઞા છે, અને તેરમાં, ચૌદમાં, પંદરમાં ને સોળમાં શકલને વતુલ્લ અવતાદ એવી સંજ્ઞા છે.

---

## શકલ વિભાગનાં તત્વ વિચાર.

અગ્નિ, વાયુ, જલ, અને ભૂમિ એપ્રમાણે શકલ વિભાગનાં તત્વ સમજવાં.

જેમ • અગ્નિ.
—— વાયુ.
—— તોય (પાણી).
—— ભૂમિ.

## શકલ સ્વરૂપાદિકનું કોષ્ટક.

| સ્થાન. | નામ. | સ્વરૂપ. | ખારિજાદિ સંજ્ઞા. | દિવસ. રાત્ર. | પુરૂષાદિ સંજ્ઞા. | શુભાશુભ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | લહ્યાન. | | ખારિજ. | દિવસ. | પુરૂષ. | શુભ. |
| ૨ | કુબ્જુતદાખિલ. | | દાખિલ. | રાત. | સ્ત્રી. | શુભ. |
| ૩ | કુબ્જુત્ખારિજ | | ખારિજ. | દિવસ. | પુરૂષ. | અશુભ. |
| ૪ | જમાત. | | સાબિત. | સાંજ. | નપૂંસક. | મધ્યમ. |
| ૫ | ફેરહા. | | મુન્કલીબ. | સાંજ. | પુરૂષ. | શુભ. |
| ૬ | ઉકલા. | | મુન્કલીબ. | સાંજ. | નપૂંસક. | અશુભ. |
| ૭ | ઇન્કીશ. | | દાખિલ. | રાત. | સ્ત્રી. | અશુભ. |
| ૮ | હુમરા. | | સાબિત, | સાંજ. | પુરૂષ. | અશુભ. |
| ૯ | બયાજ. | | સાબિત. | સાંજ. | સ્ત્રી. | શુભ. |
| ૧૦ | નસ્ત્રત્ખારિજ. | | ખારિજ. | દિવસ. | પુરૂષ. | શુભ. |
| ૧૧ | નસ્ત્રદાખિલ. | | દાખિલ. | રાત. | સ્ત્રી. | શુભ. |
| ૧૨ | અતબેખારિજ. | | ખારિજ. | દિવસ. | પુરૂષ. | અશુભ. |
| ૧૩ | નકી. | | મુન્કલીબ. | સાંજ. | નપૂંસક. | અશુભ. |
| ૧૪ | અતબેદાખિલ. | | દાખિલ. | રાત. | સ્ત્રી. | શુભ. |
| ૧૫ | ઇજતમા. | | સાબિત. | સાંજ. | નપૂંસક. | મધ્યમ. |
| ૧૬ | તરિખ. | | મુન્કલીબ. | સાંજ. | નપૂંસક. | શુભ. |

| નામ. | દિશા. | તત્વ. | રંગ. | રાશિ. | સ્વામી. | સંજ્ઞા. |
| --- | --- | --- | --- | --- | --- | --- |
| લહ્યાન. | પૂર્વ. | અગ્નિ. | પીળો. | ધન. | ગુરૂ. | દ્વિસ્વભાવ. |
| કબ્જુતુદાખિલ. | દક્ષિણ. | પૃથ્વી. | કાળો. | સિંહ | રવિ | દ્વિસ્વભાવ. |
| કબ્જુતુલ્ખારિજ. | પૂર્વ. | અગ્નિ. | પીળો. | કુંભ. | રાહુ. | દ્વિસ્વભાવ. |
| જમાત. | દક્ષિણ. | પૃથ્વી. | કાળો. | મિથુન | બુધ. | સ્થિર. |
| ફરહા. | પશ્ચિમ. | વાયુ. | લાલ. | તુળ. | શુક્ર. | ચર. |
| ઉકલા. | દક્ષિણ. | પૃથ્વી. | કાળો. | મકર. | શનિ | ચર. |
| ઇન્કીશ. | દક્ષિણ. | પૃથ્વી. | કાળો. | કુંભ | શનિ. | દ્વિસ્વભાવ. |
| હુમરા. | પશ્ચિમ. | વાયુ. | લાલ. | મેષ. | મંગળ. | સ્થિર. |
| બયાઝ. | ઉત્તર. | જલ. | સફેદ. | કર્ક. | ચંદ્ર. | સ્થિર. |
| નસ્રતુલ્ખારિજ. | પૂર્વ. | અગ્નિ. | પીળો. | સિંહ. | રવિ. | દ્વિસ્વભાવ |
| નસ્રતુદાખિલ. | ઉત્તર. | જલ. | સફેદ. | મીન. | શુક્ર. | દ્વિસ્વભાવ. |
| અતબેખારિજ. | પૂર્વ. | અગ્નિ. | પીળો. | મકર. | કેતુ. | દ્વિસ્વભાવ. |
| [illegible]નકી. | ઉત્તર. | જલ. | સફેદ. | વૃશ્ચિક. | મંગળ. | ચર. |
| અતબેદાખિલ | પશ્ચિમ. | વાયુ. | લાલ. | વૃષભ. | શુક્ર. | દ્વિસ્વભાવ. |
| ઇજતમા. | પશ્ચિમ. | વાયુ. | લાલ | કન્યા. | બુધ. | સ્થિર. |
| કરીપ. | ઉત્તર. | જલ. | સફેદ | કર્ક. | ચંદ્ર | ચર. |

૧, ૨, ૫, ૭, ૯, ૧૦ અને ૧૧ એ સ્થાન શુભ સમજવાં.

૩ ને ૪ એ બે સ્થાન મધ્યમ સમજવાં.

૬, ૮, ને ૧૨ એ ત્રણ સ્થાન કનિષ્ટ છે, બાકી ૧૩, ૧૪, ૧૫ ને ૧૬ એ સ્થાન શુભ સમજવાં.

---

## શકલના શાહેદીઓનો વિચાર.

પેહેલા શકલના ૧૩. ૮ એ શકલ શાહેદી છે. બીજાં શકલના શાહેદી ૧૪ ૭, એ શકલ છે. ત્રિજાં શકલના શાહેદી ૫. ૬ એ શકલ છે. ચોથાં શકલનો શાહેદ ૧૬ મું શકલ છે. પાંચમાં શકલનું ૯ મું શકલ શાહેદીખંડ છે. છઠ્ઠાં શકલનો શાહેદી ૧૦ મું શકલ છે. સાતમાં ખંડનો શાહેદી ૧૧ મું ખંડ છે. આઠમાં શકલનું ૧૨ મું શાહેદીખંડ છે. નવમાં શકલનું શાહેદીખંડ ૧૫ મું શકલ સમજવું. દસમાં શકલનું શાહેદીખંડ ૬ ઠું શકલ સમજવું. અગિઆરમાં શકલનું શાહેદીખંડ સાતમું શકલ સમજવું. બારમાં શકલનું શાહેદીખંડ ૮ મું શકલ સમજવું. તેરમાં શકલનું શાહેદીખંડ પેહેલું શકલ છે. ચૌદમાં શકલનું ૨ જું શાહેદીખંડ સમજવું. પંદરમાં શકલનું ૯ મું શાહેદીખંડ, અને ૧૬ માં શકલનું ૪ થું શાહેદીખંડ સમજવું. અને સર્વ શકલનો શાહેદી ૧૫ મું શકલ સમજવું.

---

## બીજાં નામ.

પ્રસ્તારમાં પેહેલાં ચાર શકલને ઉન્મહાત સંજ્ઞા છે. ૫, ૬, ૭, ૮ એ શકલને બિનાત સંજ્ઞા છે. ૯, ૧૦, ૧૧, ૧૨ એ શકલને મુનવસ્સદાત સંજ્ઞા છે. અને પ્રસ્તારમાના ૧૩, ૧૪, ૧૫, ૧૬ એ શકલને જ્વાયદાત એવી સંજ્ઞા છે.

| ગૃહ. | અવતાદાદિ સંજ્ઞા. | કેંદ્રાદિ સંજ્ઞા. | તત્વ. | શાહેદીઓ. | શુભાશુભ. | ઉન્મહાંતાદિ સંજ્ઞા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | અવતાદ. | કેંદ્ર. | અગ્નિ. | ૧૩·૮ | શુભ. | ઉન્મહાંત. |
| ૨ | માયલ. | પણફર. | વાયુ. | ૧૪·૭ | શુભ. | ઉન્મહાંત. |
| ૩ | જાયલ. | આપોક્લિમ | જલ. | ૫·૬ | મધ્યમ. | ઉન્મહાંત. |
| ૪ | અવતાદ. | કેંદ્ર. | પૃથ્વી. | ૧૬ | મધ્યમ. | ઉન્મહાંત. |
| ૫ | માયલ. | પણફર. | અગ્નિ. | ૯ | શુભ. | બિનાત. |
| ૬ | જાયલ. | આપોક્લિમ. | વાયુ. | ૧૦ | અશુભ. | બિનાત. |
| ૭ | અવતાદ. | કેંદ્ર. | જલ. | ૧૧ | શુભ. | બિનાત. |
| ૮ | માયલ. | પણફર. | પૃથ્વી. | ૧૨ | અશુભ. | બિનાત. |
| ૯ | જાયલ. | આપોક્લિમ. | અગ્નિ. | ૧૫ | શુભ. | મુતવલ્લદાત. |
| ૧૦ | અવતાદ. | કેંદ્ર. | વાયુ. | ૬ | શુભ. | મુતવલ્લદાત. |
| ૧૧ | માયલ | પણફર. | જલ. | ૭ | શુભ. | મુતવલ્લદાત. |
| ૧૨ | જાયલ. | આપોક્લિમ. | પૃથ્વી. | ૮ | અશુભ. | મુતવલ્લદાત. |
| ૧૩ | વતુદલ અવતાદ. | ૦ | અગ્નિ. | ૧ | શુભ. | જવાયદાત. |
| ૧૪ | વતુદલ અવતાદ. | ૦ | વાયુ. | ૨ | શુભ. | જવાયદાત. |
| ૧૫ | વતુદલ અવતાદ. | ૦ | જલ. | ૯ | શુભ. | જવાયદાત. |
| ૧૬ | વતુદલ અવતાદ. | ૦ | પૃથ્વી. | ૪ | શુભ. | જવાયદાત. |

## બલાબલ વિષે વિચાર.

શુભ અથવા અશુભ ફળ આપનાર શકલ હોય, પણ તે બળવાન હશે તો, તેથી શુભ કે અશુભ ફળ મળશે, અને જો તે બળવાન નહીં હોય તો શુભ કે અશુભ ફળ બિલકુલ મળશે નહીં; માટે બલાબલનો વિચાર જરૂર કરવો જોઇએ.

---

## શકલનાં તત્વની મિત્રામિત્રતા.

અગ્નિતત્વ ને વાયુતત્વ એ બેઉનું મિત્રત્વ સમજવું. જલતત્વ ને ભૂમિતત્વ એ બેઉનું મિત્રત્વ સમજવું. અગ્નિતત્વ અને જલતત્વ એ બેઉનું શત્રુત્વ સમજવું. વાયુતત્વ અને ભૂમિતત્વ એ બેઉનું શત્રુત્વ સમજવું. અગ્નિતત્વ ને ભૂમિતત્વ એ બેઉનું મધ્યમ મિત્રત્વ સમજવું, જલતત્વ ને વાયુતત્વ એ બેઉનું મધ્યમ મિત્રત્વ સમજવું.

જે જે તત્વનાં જે જે શકલ હશે. તે તે શકલ પ્રસ્તારમાં પોતપોતાનાં ઘેરમાં હશે તો, તે તે શકલ બલવાન સમજવાં.

ઉદાહરણ—લહ્યાનશકલનું અગ્નિતત્વ છે, કરીને પ્રસ્તારમાં અગ્નિતત્વનાં સ્થાન ૧. ૫, ૯. ૧૩ એ છે, માટે એ ઠેકાણે જો લહ્યાનશકલ પડશે તો, તે બલવાન છે. કોઇપણ શકલનું જે તત્વ હોય, ને તેનું જે મિત્રતત્વ, તે સ્થાનમાં પ્રસ્તારમધ્યે પડશે તો તે શકલ બલવાન છે. ઉદાહરણ—લહ્યાનશકલનું અગ્નિતત્વ છે અને તે અગ્નિતત્વનું મિત્રતત્વ વાયુતત્વ છે, અને પ્રસ્તારમાં તેનાં સ્થાન ૨, ૬, ૧૦, ૧૪ એ છે, માટે એ સ્થાનમાં જો લહ્યાનશકલ પડશે તો, તે બલવાન સમજવું.

કોઇપણ શકલ જો શત્રુતત્વ સ્થાનમાં પડશે તો, તે ખંડ નબળું સમજવું, જેમ લહ્યાનશકલનું અગ્નિતત્વ છે અને તેનું શત્રુતત્વ જલ છે, તેના પ્રસ્તારમાં સ્થાન ૩, ૭, ૧૧, ૧૫ એ છે, માટે એ ઠેકાણે જો લહ્યાનશકલ પડશે તો તે નબળું સમજવું. એજપ્રમાણે કોઇપણ શકલ મધ્યમ મિત્રતત્વના સ્થાનમાં પડશે, તો તે શકલ મધ્યમ બલવાન છે એમ સમજવું. જેમ, લહ્યાનશકલનું પોતાનું અગ્નિતત્વ છે અને તેનું મધ્યમ મિત્રતત્વ ભૂમિતત્વ છે, તેનાં પ્રસ્તારમાં સ્થાન ૪, ૮, ૧૨, ૧૬ એ છે માટે લહ્યાનશકલ જો એ સ્થાનમાં હોય તો તે મધ્યમ બલવાન સમજવું. એપ્રમાણે શકલના બલવિષે એક રીત કહી.

---

## હવે પંક્તિભેદવિષે બિજા પ્રકારના બલનો વિચાર.

પેહેલો શકુનક્રમ, બીજો અમ્દહાખ્યક્રમ, ત્રીજો બિજદહાખ્યક્રમ, ચોથો અમ્જદહાખ્યક્રમ, પાંચમો મિજતજાખ્યક્રમ, છઠ્ઠો હર્ફાખ્યક્રમ. સાતમો અરસહાખ્યક્રમ, એપ્રમાણે સાત ક્રમ છે.

પંક્તિમાં શકુનક્રમ આંકવાના હોય, તો પેહેલ જે જે સ્થાન હોય તે તે સ્થાપન કરવાં.

**ઉદાહરણ.**

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯

૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ એ શકુનક્રમ થયો.

---

## હવે અબ્દહક્રમવિષે વિચાર.

દરેક શકલમાં ચાર ચાર તત્વ હોયછે, તે એપ્રમાણે,

શકલના પેહેલા ભાગમાં અગ્નિતત્વ, બીજા ભાગમાં વાયુતત્વ, ત્રિજા ભાગમાં જલતત્વ ને ચોથા ભાગમાં પૃથ્વીતત્વ છે. એપ્રમાણે શકલનાં ચાર તત્વ સમજવાં.

શકલમાંનાં કેટલાંએક તત્વ પ્રગટરૂપ છે, અને કેટલાંએક તત્વ ગુપ્ત હોયછે.

જે શકલ વિભાગમાં બિંદુરૂપ હોયછે તેને પ્રગટ તત્વ, અને જે શકલના વિભાગમાં રેખારૂપ હોયછે તેને ગુપ્તતત્વ કહેછે.

શકલની સંખ્યા કરવી હોય તો, તેમનાં પ્રગટતત્વોની માત્ર કરવી. ગુપ્તતત્વની સંખ્યા કરવી નહીં.

અબ્દહમાંના વર્ણની યોજના અગ્નિઆદિ તત્વમાં કરવી.

જેમ, લહ્યાન. • અ.........અગ્નિ ૧.

— બ.........વાયુ ૨.

— દ.........જલ ૪.

— હ.........પૃથ્વી ૮.

એપ્રમાણે દરેક શકલની યોજના કરી અકારની એક સંખ્યા પકડવી, બકારની બે સંખ્યા પકડવી, દકારની ચાર સંખ્યા પકડવી, ને હકારની આઠ સંખ્યા પકડવી. એપ્રમાણે તત્વના ક્રમથી અંક ઉમેરવા.

અંક ઉમેરીને જે સંખ્યા થઈ, તેજ પેરમાં શકલની સ્થિતિ સમજવી. જેમ —લહ્યાન શકલમધે ≡ બિંદુરૂપ પ્રગટતત્વ અગ્નિ છે, તેનો વર્ણ અકારાકાર છે, કરીને તેની સંખ્યા એક છે. માટે અબ્દહક્રમમધે 'લહ્યાનશકલનું' સ્થાપન પેહેલે ઠેકાણે કરવું.

આગળ ચાલ.

## સને ૧૮૮૫ માહે એપ્રીલ મહિનાની દરેક તારીખના મુંબઈના

| તારીખ. | રવિ. | | | | સોમ. | | | | મંગળ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. |
| ૧ | ૦ | ૧૧ | ૪૩ | ૩૬ | ૭ | ૧ | ૪ | ૨૯ | ૦ | ૧ | ૨૧ | ૨૮ |
| ૨ | ૦ | ૧૨ | ૪૨ | ૪૩ | ૭ | ૧૩ | ૪૪ | ૨૦ | ૦ | ૨ | ૮ | ૪૩ |
| ૩ | ૦ | ૧૩ | ૪૧ | ૪૬ | ૭ | ૨૬ | ૯ | ૫૮ | ૦ | ૨ | ૫૪ | ૨૮ |
| ૪ | ૦ | ૧૪ | ૪૦ | ૪૯ | ૮ | ૮ | ૨૨ | ૦ | ૦ | ૩ | ૪૧ | ૪૦ |
| ૫ | ૦ | ૧૫ | ૩૯ | ૪૯ | ૮ | ૨૦ | ૨૩ | ૦ | ૦ | ૪ | ૨૭ | ૨૮ |
| ૬ | ૦ | ૧૬ | ૩૮ | ૪૭ | ૯ | ૨ | ૧૮ | ૨૫ | ૦ | ૫ | ૧૪ | ૪૦ |
| ૭ | ૦ | ૧૭ | ૩૭ | ૪૪ | ૯ | ૧૪ | ૧૦ | ૪૮ | ૦ | ૬ | ૦ | ૨૮ |
| ૮ | ૦ | ૧૮ | ૩૬ | ૩૯ | ૯ | ૨૬ | ૫ | ૧૧ | ૦ | ૬ | ૪૭ | ૪૦ |
| ૯ | ૦ | ૧૯ | ૩૫ | ૩૧ | ૧૦ | ૮ | ૬ | ૩૩ | ૦ | ૭ | ૩૩ | ૪૦ |
| ૧૦ | ૦ | ૨૦ | ૩૪ | ૨૩ | ૧૦ | ૨૦ | ૨૦ | ૧૮ | ૦ | ૮ | ૧૯ | ૨૮ |
| ૧૧ | ૦ | ૨૧ | ૩૩ | ૧૨ | ૧૧ | ૨ | ૪૯ | ૨૭ | ૦ | ૯ | ૬ | ૪૦ |
| ૧૨ | ૦ | ૨૨ | ૩૨ | ૧ | ૧૧ | ૧૫ | ૩૭ | ૧૧ | ૦ | ૯ | ૫૨ | ૪૦ |
| ૧૩ | ૦ | ૨૩ | ૩૦ | ૪૬ | ૧૧ | ૨૮ | ૪૫ | ૪૪ | ૦ | ૧૦ | ૩૮ | ૪૦ |
| ૧૪ | ૦ | ૨૪ | ૨૯ | ૩૦ | ૦ | ૧૨ | ૧૬ | ૪૦ | ૦ | ૧૧ | ૨૪ | ૪૦ |
| ૧૫ | ૦ | ૨૫ | ૨૮ | ૧૩ | ૦ | ૨૬ | ૮ | ૨૬ | ૦ | ૧૨ | ૧૦ | ૪૦ |
| ૧૬ | ૦ | ૨૬ | ૨૬ | ૫૩ | ૧ | ૧૦ | ૧૬ | ૪૮ | ૦ | ૧૨ | ૫૬ | ૪૦ |
| ૧૭ | ૦ | ૨૭ | ૨૫ | ૩૧ | ૧ | ૨૪ | ૩૯ | ૩૫ | ૦ | ૧૩ | ૪૨ | ૪૦ |
| ૧૮ | ૦ | ૨૮ | ૨૨ | ૭ | ૨ | ૯ | ૧૬ | ૧૬ | ૦ | ૧૪ | ૨૮ | ૪૦ |
| ૧૯ | ૦ | ૨૯ | ૨૨ | ૪૨ | ૨ | ૨૩ | ૦ | ૪૨ | ૦ | ૧૫ | ૧૪ | ૪૦ |
| ૨૦ | ૧ | ૦ | ૨૧ | ૧૩ | ૩ | ૮ | ૮ | ૧૩ | ૦ | ૧૬ | ૦ | ૪૦ |
| ૨૧ | ૧ | ૧ | ૧૯ | ૪૩ | ૩ | ૨૨ | ૨૭ | ૩૯ | ૦ | ૧૬ | ૪૬ | ૪૦ |
| ૨૨ | ૧ | ૨ | ૧૮ | ૧૧ | ૪ | ૬ | ૩૫ | ૫ | ૦ | ૧૭ | ૩૨ | ૪૦ |
| ૨૩ | ૧ | ૩ | ૧૬ | ૬૬ | ૪ | ૨૦ | ૩૦ | ૫૫ | ૦ | ૧૮ | ૧૮ | ૪૦ |
| ૨૪ | ૧ | ૪ | ૧૪ | ૫૯ | ૫ | ૪ | ૧૨ | ૨૧ | ૦ | ૧૯ | ૪ | ૫૨ |
| ૨૫ | ૧ | ૫ | ૧૩ | ૨૦ | ૫ | ૧૭ | ૪૧ | ૫૯ | ૦ | ૧૯ | ૪૯ | ૪૦ |
| ૨૬ | ૧ | ૬ | ૧૧ | ૩૮ | ૬ | ૦ | ૫૮ | ૩૭ | ૦ | ૨૦ | ૩૫ | ૫૨ |
| ૨૭ | ૧ | ૭ | ૯ | ૫૬ | ૬ | ૧૪ | ૧ | ૫૧ | ૦ | ૨૧ | ૨૦ | ૪૦ |
| ૨૮ | ૧ | ૮ | ૮ | ૧૦ | ૬ | ૨૬ | ૫૪ | ૨૯ | ૦ | ૨૨ | ૬ | ૫૨ |
| ૨૯ | ૧ | ૯ | ૬ | ૨૪ | ૭ | ૯ | ૩૩ | ૪૩ | ૦ | ૨૨ | ૫૧ | ૪૦ |
| ૩૦ | ૧ | ૧૦ | ૪ | ૩૪ | ૭ | ૨૨ | ૧ | ૪૫ | ૦ | ૨૩ | ૩૭ | ૫૨ |

## રેખાંશસંબંધી કરેલા સાયન સ્પષ્ટ ગ્રહ.

અયનાંશ અં. ૧૮—ક. ૧૬—વિ. ૧૧.

| બુધ. | | | | ગુરૂ. | | | | શુક્ર. | | | | શનિ. | | | | રાહુ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | અં. | ક | વિ. | રા. | અં. | ક. | વિ. | રા | અં. | ક. | વિ | રા. | અં | ક | વિ | રા. | અં | ક | વિ. |
| ૦ | ૨૮ | ૫૧ | ૨૦ | ૪ | ૨૬ | ૨૮ | વ ૩૬ | ૦ | ૩ | ૨ | ૪૭ | ૨ | ૧૮ | ૫૮ | ૫૯ | ૬ | ૪ | ૨૭ | ૪૦ |
| ૧ | ૦ | ૨૪ | ૨૧ | ૪ | ૨૬ | ૨૫ | ૪૮ | ૦ | ૪ | ૧૭ | ૫૯ | ૨ | ૧૯ | ૩ | ૫૯ | ૬ | ૪ | ૨૪ | ૨૦ |
| ૧ | ૧ | ૫૨ | ૨૨ | ૪ | ૨૬ | ૨૧ | ૩૬ | ૦ | ૫ | ૩૧ | ૫૯ | ૨ | ૧૯ | ૯ | ૧૧ | ૬ | ૪ | ૨૧ | ૦ |
| ૧ | ૩ | ૧૧ | ૩૫ | ૪ | ૨૬ | ૧૮ | ૩૬ | ૦ | ૬ | ૪૫ | ૪૭ | ૨ | ૧૯ | ૧૨ | ૫૯ | ૬ | ૪ | ૧૭ | ૩૬ |
| ૧ | ૪ | ૩૨ | ૨૪ | ૪ | ૨૬ | ૧૫ | ૩૬ | ૦ | ૮ | ૦ | ૫૯ | ૨ | ૧૯ | ૧૭ | ૫૯ | ૬ | ૪ | ૧૪ | ૩૬ |
| ૧ | ૫ | ૪૫ | ૪૯ | ૪ | ૨૬ | ૧૨ | ૩૬ | ૦ | ૯ | ૧૪ | ૫૯ | ૨ | ૧૯ | ૨૨ | ૫૯ | ૬ | ૪ | ૧૧ | ૩૬ |
| ૧ | ૬ | ૫૨ | ૨ | ૪ | ૨૬ | ૯ | ૨૪ | ૦ | ૧૦ | ૨૮ | ૪૭ | ૨ | ૧૯ | ૨૭ | ૫૯ | ૬ | ૪ | ૮ | ૪૦ |
| ૧ | ૭ | ૫૨ | ૩ | ૪ | ૨૬ | ૭ | ૩૬ | ૦ | ૧૧ | ૪૩ | ૫૯ | ૨ | ૧૯ | ૩૨ | ૫૯ | ૬ | ૪ | ૫ | ૨૦ |
| ૧ | ૮ | ૪૭ | ૨૮ | ૪ | ૨૬ | ૪ | ૨૪ | ૦ | ૧૨ | ૫૭ | ૫૯ | ૨ | ૧૯ | ૩૭ | ૫૯ | ૬ | ૪ | ૨ | ૦ |
| ૧ | ૯ | ૩૫ | ૪૧ | ૪ | ૨૬ | ૨ | ૨૪ | ૦ | ૧૪ | ૧૧ | ૫૯ | ૨ | ૧૯ | ૪૨ | ૪૭ | ૬ | ૩ | ૫૮ | ૪૦ |
| ૧ | ૧૦ | ૧૭ | ૧૪ | ૪ | ૨૬ | ૦ | ૨૪ | ૦ | ૧૫ | ૨૫ | ૪૭ | ૨ | ૧૯ | ૪૮ | ૫૯ | ૬ | ૩ | ૫૫ | ૨૦ |
| ૧ | ૧૦ | ૫૪ | ૧૯ | ૪ | ૨૫ | ૫૮ | ૧૨ | ૦ | ૧૬ | ૪૦ | ૫૯ | ૨ | ૧૯ | ૫૩ | ૫૯ | ૬ | ૩ | ૫૨ | ૦ |
| ૧ | ૧૧ | ૨૩ | ૩૨ | ૪ | ૨૫ | ૫૭ | ૨૪ | ૦ | ૧૭ | ૫૪ | ૫૯ | ૨ | ૧૯ | ૫૮ | ૪૭ | ૬ | ૩ | ૪૮ | ૩૬ |
| ૧ | ૧૧ | ૪૬ | ૫૭ | ૪ | ૨૫ | ૫૫ | ૧૨ | ૦ | ૧૯ | ૮ | ૫૯ | ૨ | ૨૦ | ૪ | ૫૯ | ૬ | ૩ | ૪૫ | ૩૬ |
| ૧ | ૧૨ | ૨ | ૫૮ | ૪ | ૨૫ | ૫૪ | ૧૨ | ૦ | ૨૦ | ૨૨ | ૪૭ | ૨ | ૨૦ | ૯ | ૪૭ | ૬ | ૩ | ૪૨ | ૩૬ |
| ૧ | ૧૨ | ૧૪ | ૨૩ | ૪ | ૨૫ | ૫૩ | ૧૨ | ૦ | ૨૧ | ૩૭ | ૫૯ | ૨ | ૨૦ | ૧૫ | ૪૭ | ૬ | ૩ | ૩૯ | ૪૦ |
| ૧ | ૧૨ | ૧૭ | ૩૫ | ૪ | ૨૫ | ૫૨ | ૧૨ | ૦ | ૨૨ | ૫૧ | ૫૯ | ૨ | ૨૦ | ૨૧ | ૫૯ | ૬ | ૩ | ૩૬ | ૨૦ |
| ૧ | ૧૨ | ૧૪ | ૧૦ વ | ૪ | ૨૫ | ૫૧ | ૦ | ૦ | ૨૪ | ૫ | ૫૯ | ૨ | ૨૦ | ૨૬ | ૪૭ | ૬ | ૩ | ૩૩ | ૦ |
| ૧ | ૧૨ | ૯ | ૩૮ | ૪ | ૨૫ | ૫૧ | ૧૨ | ૦ | ૨૫ | ૧૯ | ૫૯ | ૨ | ૨૦ | ૩૨ | ૪૭ | ૬ | ૩ | ૨૯ | ૪૦ |
| ૧ | ૧૧ | ૫૭ | ૫૧ | ૪ | ૨૫ | ૫૦ | ૦ | ૦ | ૨૬ | ૩૩ | ૫૯ | ૨ | ૨૦ | ૩૮ | ૪૭ | ૬ | ૩ | ૨૬ | ૨૦ |
| ૧ | ૧૧ | ૩૯ | ૫૨ | ૪ | ૨૫ | ૫૦ | ૦ | ૦ | ૨૭ | ૪૭ | ૪૭ | ૨ | ૨૦ | ૪૪ | ૪૭ | ૬ | ૩ | ૨૩ | ૦ |
| ૧ | ૧૧ | ૧૬ | ૨૮ | ૪ | ૨૫ | ૫૦ | મા ૦ | ૦ | ૨૯ | ૨ | ૫૯ | ૨ | ૨૦ | ૫૦ | ૪૭ | ૬ | ૩ | ૨૦ | ૪૦ |
| ૧ | ૧૦ | ૫૦ | ૧૭ | ૪ | ૨૫ | ૪૯ | ૪૭ | ૧ | ૦ | ૧૬ | ૫૯ | ૨ | ૨૦ | ૫૬ | ૪૭ | ૬ | ૩ | ૧૭ | ૨૦ |
| ૧ | ૧૦ | ૧૯ | ૫૩ | ૪ | ૨૫ | ૫૧ | ૦ | ૧ | ૧ | ૩૦ | ૫૯ | ૨ | ૨૧ | ૨ | ૩૪ | ૬ | ૩ | ૧૪ | ૦ |
| ૧ | ૯ | ૪૯ | ૩૦ | ૪ | ૨૫ | ૫૦ | ૪૭ | ૧ | ૨ | ૪૪ | ૫૯ | ૨ | ૨૧ | ૯ | ૪૭ | ૬ | ૩ | ૧૦ | ૪૦ |
| ૧ | ૯ | ૯ | ૪૨ | ૪ | ૨૫ | ૫૧ | ૪૭ | ૧ | ૩ | ૫૮ | ૫૯ | ૨ | ૨૧ | ૧૫ | ૪૭ | ૬ | ૩ | ૭ | ૨૦ |
| ૧ | ૮ | ૩૧ | ૫૪ | ૪ | ૨૫ | ૫૨ | ૪૭ | ૧ | ૫ | ૧૨ | ૫૯ | ૨ | ૨૧ | ૨૧ | ૩૪ | ૬ | ૩ | ૪ | ૦ |
| ૧ | ૭ | ૫૨ | ૫૪ | ૪ | ૨૫ | ૫૩ | ૩૫ | ૧ | ૬ | ૨૬ | ૫૯ | ૨ | ૨૧ | ૨૮ | ૪૭ | ૬ | ૩ | ૦ | ૨૪ |
| ૧ | ૭ | ૧૩ | ૫૪ | ૪ | ૨૫ | ૫૫ | ૪૭ | ૧ | ૭ | ૪૦ | ૫૯ | ૨ | ૨૧ | ૩૪ | ૩૪ | ૬ | ૨ | ૫૭ | ૨૪ |
| ૧ | ૬ | ૩૪ | ૩૦ | ૪ | ૨૫ | ૫૬ | ૩૫ | ૧ | ૮ | ૫૪ | ૫૯ | ૨ | ૨૧ | ૪૧ | ૪૭ | ૬ | ૨ | ૫૪ | ૨૪ |

પાછલ આવેલા સાયન સ્પષ્ટ ગ્રહમાંથી અયનઅંશ ૧૮ અં. ૧૬ ક. ૧૧ વિ. ઓછા કરવા એટલે દૃકપ્રત્યયન નિરયણ સ્પષ્ટ ગ્રહ થાયછે. દાખલો, તારીખ ૧૪ એપ્રિલનો રવિ રા ૦ અં. ૨૪ ક. ૨૮ વિ. ૧૩ છે. એમાંથી અયનઅંશ ૧૮ અં. ૧૬ ક. ૧૧ વિ. ઓછા કરવા ત્યારે રા. ૦ અં. ૭ ક. ૧૨ વિ. ૨. એ ૧૨ વાગતાનો નિરયણ સ્પષ્ટ રવિ થયો એમજ બાકીના ગ્રહ નિરયણ કરવા.

રાહુને ૭ રાશી ઉમેરી એટલે કેતુ થાયછે. જેમ, તારીખ ૧ લીનો રાહુ ૬ રા. ૪ અં. ૨૭ ક. ૪૦ વિ. એટલો છે, એમાં ૬ રાશિ ઉમેરી ત્યારે ૦ રા. ૪ અં. ૨૭ ક. ૪૦ વિ. એટલો થયો.

# ટીપ.

| | રૂ. | આ |
|---|---|---|
| ૧. મેહેરબાન ખાનબહાદુર દસ્તુર હોશંગજી જામાસ્પજી, પુના ... | ૩ | ૧૨ |
| ૨. મેહેરબાન શેઠ હોરમસજી જમશેદજી દાના, ભરૂચ ......... | ૩ | ૬ |
| ૩. મેહેરબાન શેઠ અરદેશરજી માણેકજી, વડોદરા ............... | ૩ | ૬ |
| ૪. રા. ભટ ભીકમજી વેલજી મેરગા, કાઠીઆવાડ ........ | ૩ | ૬ |
| ૫. રા. મુજમુદાર વિજયાશંકર મણીશંકર ઝીકાણી, રાજકોટ ...... | ૩ | ૬ |
| ૬. રા. વૈદ હરગોવિંદ ગિરજાશંકર, રાજકોટ ............... | ૩ | ૬ |
| ૭. રા. પંડીત વેલજી વી લખણજી, દ્વારિકા ................... | ૩ | ૬ |
| ૮. મેહેરબાન શેઠ રૂસ્તમજી ખરશેદજી કાંગા, મુંબઇ ........... | ૩ | ૦ |
| ૯. મેહેરબાન શેઠ સોરાબજી કાવસજી ડબા, એમ. એ., પુના... | ૩ | ૦ |
| ૧૦. મેહેરબાન શેઠ જુસફ પીરભાઈ, મુંબઇ .................. | ૩ | ૦ |
| ૧૧. રા. ભોળાનાથ હરગોવિંદ, સુરત ........................ | ૦ | ૬ |
| ૧૨. મેહેરબાન શેઠ પાલનજી ફરામજી કોતવાલના ............... | ૦ | ૮ |

# પુસ્તકની કિંમત.

એક વર્ષના અગાઉ ટપાલ ખર્ચસાથે, રૂપિયા ૩ આના........ ૩

પાછળથી ........................................................................ ૪

દરેક અંકને........................................................................ ૦

## ચેતવણી.

કેટલાએક વર્ગણીદાર સાહેબો તરફથી કાગળો આવેછે તેમાં તેમનાં નામ તથ પત્તા બરાબર સમજતાં નથી તથા મહેરબાની કરીને, નામ તથા પત્તા ખુલી તથ બરાબર રીતે લખી મોકલવા તસદી લેશો એટલે અંક મોકલવા ઠીક પડશે.

નારાયણ ગોવિંદરાવ કડલક,

પૂના, રાસ્તાની પેઠ, પુતળીના તાલીમ પાસ

ઘર નંબર ૩૦૩.

લંકા સિંહઉદયપલ + દ્વિતીય (બીજું) ચરખંડ = સ્વદેશીય (પોતાના દેશ ઉદયપલ.

લંકા કન્યાઉદયપલ + પ્રથમ (પેહલું) ચરખંડ = સ્વદેશીય કન્યાઉદયપલ.

લંકા તૂળઉદયપલ + પ્રથમ ચરખંડ = સ્વદેશીય તૂળઉદયપલ.

લંકા વૃશ્ચિકોદયપલ + દ્વિતીય ચરખંડ = સ્વદેશીય વૃશ્ચિકોદયપલ.

લંકા ધનઉદયપલ + તૃતીય (ત્રીજું) ચરખંડ = સ્વદેશીય ધનઉદયપલ.

લંકા મકરઉદયપલ − તૃતીય ચરખંડ = સ્વદેશીય મકરઉદયપલ.

લંકા કુંભઉદયપલ − દ્વિતીય ચરખંડ = સ્વદેશીય કુંભઉદયપલ.

લંકા મીનઉદયપલ − પ્રથમ ચરખંડ = સ્વદેશીય મીનઉદયપલ.

## ઉદાહરણ.

લંકા મેષઉદયપલ ૨૭૮ છે, તેમાંથી પ્રથમ ચરખંડ ૪૧ બાદ કીધા ત્યારે સ્વદેશ મેષઉદયપલ ૨૩૭ થયાં.

લંકા વરખઉદયપલ ૨૯૯ છે, તેમાંથી દ્વિતીય ચરખંડ ૩૩ બાદ કરીને બાકી ૨૬૬ એ સ્વદેશીય વરખઉદયપલ થયાં.

લંકા મિથુનઉદયપલ ૩૨૩ છે, તેમાંથી તૃતીય ચરખંડ ૧૩ બાદ કરીને બાકી ૩૧૦ એ સ્વદેશીય મિથુનઉદયપલ થયાં.

લંકા કર્કઉદયપલ ૩૨૩ એમાં તૃતીય ચરખંડ ૧૩ ઉમેરીને ૩૩૬ એ સ્વદેશીય કર્કઉદયપલ થયાં.

લંકા સિંહઉદયપલ ૨૯૯ એમાં દ્વિતીય ચરખંડ ૩૩ ઉમેરીને ૩૩૨ એ સ્વદેશીય સિંહઉદયપલ થયાં.

લંકા કન્યાઉદયપલ ૨૭૮ એમાં પ્રથમ ચરખંડ ૪૧ ઉમેરીને ૩૧૯ એ સ્વદેશીય કન્યાઉદયપલ થયાં.

લંકા તૂળઉદયપલ ૨૭૮ એમાં પ્રથમ ચરખંડ ૪૧ ઉમેરીને ૩૧૯ એ સ્વદેશીય તૂળઉદયપલ થયાં.

લંકા વૃશ્ચિકઉદયપલ ૨૯૯ એમાં પ્રથમ ચરખંડ ૩૩ ઉમેરીને ૩૩૨ એ સ્વદેશીય વૃશ્ચિકઉદયપલ થયાં.

લંકા ધનઉદયપલ ૩૨૩ એમાં તૃતીય ચરખંડ ૨૩ ઉમેરીને ૩૪૬ એ સ્વદેશીય ધનઉદયપલ થયાં.

લંકા મકરઉદયપલ ૩૨૩ એમાંથી તૃતીય ચરખંડ ૧૩ બાદ કરીને બાકી ૩૧૦ એ સ્વદેશીય મકરઉદયપલ થયાં.

લંકા કુંભઉદયપલ ૨૯૯ એમાંથી દ્વિતીય ચરખંડ ૩૩ બાદ કરીને ૨૬૬ એ સ્વદેશીય કુંભઉદયપલ થયાં.

લંકા મીનઉદયપલ ૨૭૮, એમાંથી પ્રથમ ચરખંડ ૪૧ બાદ કરીને ૨૩૭ એ સ્વદેશીય મીનઉદયપલ થયાં.

એજપ્રમાણે તૈયાર કરેલાં મુંબઇનાં રાશીઉદયપલ.

| | | |
|---|---|---|
| મેષ ૨૩૭ મીન.* | મિથુન ૩૧૦ મકર. | સિંહ ૩૩૨ વૃશ્ચિક. |
| વરષ્ભ ૨૬૬ કુંભ. | કર્ક ૩૩૬ ધન. | કન્યા ૩૧૯ તૂળ. |

એપ્રમાણે દરેક ઠેકાણેની પલભા જોવી, અને ચરખંડ તૈયાર કરીને લંકાઉદયથી સ્વદેશીયઉદય તૈયાર કરવાં.

---

## લગ્ન સાધન પ્રકાર.

જે વખતે લગ્ન કરવાનું[1] છે, તે વખતનો[2] સ્પષ્ટ[3] રવિ[4] કરીને તેમાં અયનાંશ ઉમેરવા; જે સરવાળો આવશે તેમાંથી રાશિ મૂકીને જે અંશાદિ રહેશે, તે ભુક્ત રાશિ થાયછે, અને તે બાકી ૩૦ અંશમાંથી બાદ કરવી એટલે અંશાદિક ભોગ્ય રાશિ થાયછે. પછી જે રાશિ મૂકી હશે, તેમાં એક ઉમેરી તેટલાજ રાશિઉદયે ભુક્ત અને ભોગ્યને ગુણવું. જે ગુણાકાર આવશે તેને ૩૦ તીસે ભાગવું, એટલે અનુક્રમથી[7] ભુક્ત અને ભોગ્યકાલનાં પલ થાયછે. હવે અભિષ્ટ ઘડીનાં પલ કરી તેમાંથી ભોગ્યકાલના પલ બાદ કરવાં; અને જે બાકી રહેશે તેમાંથી જે ઉદયથી ગુણ્યું હોય, તેના આગળના જેટલા પલાત્મક ઉદય બાદ જશે તેટલા બાદ કરવા, અને જે પલાત્મક બાકી રહેશે તેને ૩૦ સે ગુણી જે ગુણાકાર આવશે, તેને જે ઉદય બાદ ન ગયો હોય તે ઉદયથી ભાગીને ભાગાકાર અંશાદિ આવશે, તેમાં મેષરાશિથી જેટલી રાશીના ઉદય બાદ થયા હોય, તેટલી રાશિ ઉમેરવી, અને જે સરવાળો આવશે તેમાંથી અયનાંશ બાદ કરવા એટલે ઇષ્ટકાલના રાશ્યાદિ[10] લગ્ન થાયછે.

### ઉદાહરણ.

શકે ૧૮૦૭ (ચઇતર) ચૈત્ર આમાસ, તારીખ ૧૫ એપ્રિલ ૧૮૮૫ બુધને દિને દહાડે ૪ ચાર વાગી ૫૨ મિનિટે કોઇ એકનો જન્મ થયો, માટે તે વખતનું લગ્ન કાઢવાનું છે, તે એપ્રમાણે.

એ દિવસે સૂર્યોદય ૫ પાંચ વાગીને ૪૪ મિનિટે છે; માટે ઇષ્ટકાલસુધી ૧૧ કલાક અને ૮ આઠ મિનિટ થયાં, એટલે ૨૭ ઘડી અને ૫૦ પલ થયાં.

આ માસિક પુસ્તકમાં તારીખ ૧૫ ના બાર વાગતાનો સાયનસ્પષ્ટ[11] રવિ, રાશિ ૦ અં. ૨૫ ક. ૨૮ અને વિકલા ૧૩ આપેલા છે. અને ૪ ચાર કલાક અને ૫૨

---

* મેષ અને મીન એનાં ૨૩૭ પલ. એપ્રમાણે આગળની રાશિ સમજવી.

૧ કાઢવું. ૨ રીત. ૩ ખરો. ૪ સૂરજ. ૫ થએલા. ૬ બાકી. ૭ એક પછી એક. ૮ જનમકાળ અને પ્રશનનોકાળ. ૯ અંશ કલા વિકલા ઇત્યાદિ. ૧૦ રાશિ અં. ક. વિ. ઇત્યાદિ. ૧૧ જે ગ્રહમાં અયનાંશ ઉમેર્યા હોય તે સાયનગ્રહ ને જે ગ્રહમાં અયનાંશ બાદ કર્યા હોય તે નિરયણ ગ્રહ સમજવા.

મિનિટનું ચાલન* આવ્યું, એટલે ઇષ્ટકાલનો સાયનસ્પષ્ટ રવિ થશે; એમાટે તારીખ ૧૫ મીનો રવિ રાશિ ૦ અંશ ૨૫ કલા ૨૮ વિકલા ૧૩, અને તારીખ ૧૬ મીનો રવિ રા. ૦ અં. ૨૬ ક. ૨૬ વિ. ૫૩ એ બેનું અંતર (તફાવત) કરીને એક દહાડાની સૂર્યની સ્પષ્ટગતિ કાઢી, તે ૫૮ કલા ને ૪૦ વિકલા આવી. એ ગતિથી ૪ કલાક ને ૫૨ મિનિટને ગુણી ઇષ્ટચાલન લાવ્યા, તે ૧૧ કલા ૫૩ વિકલા ૪૬ પ્રતિવિકલા અને ૪૦ પ્રતિપ્રતિવિકલા આવ્યું. એ † ચાલન બાર વાગતાના સાયન રવિમાં ઉમેરી ઇષ્ટકાલનો સાયનસ્પષ્ટ રવિ રા. ૦ અંશ ૨૫ કલા ૪૦ વિકલા ૬ પ્રતિવિકલા ૪૬ અને પ્રતિપ્રતિવિકલા ૪૦ એટલો થયો.

એના અંશાદિક ૩૦ અંશમાં બાદ કરી ભોગ્યાંશ લાવ્યા તે ૪ અંશ ૧૯ કલા ૫૩ વિકલા ૧૩ પ્ર. વિ. અને ૨૦ પ્ર. પ્ર. વિ. એટલા છે. એને સ્વદેશ મેષઉદયપલ ૨૩૭ એ ગુણ્યું.

૪ × ૨૩૭ = ૯૪૮ ૩૧૬૦ ÷ ૬૦ = ૫૨
૧૯ × ૨૩૭ = ૪૫૦૩ ૧૨૫૬૧ + ૫૨ = ૧૨૬૧૩
૫૩ × ૨૩૭ = ૧૨૫૬૧ ૧૨૬૧૩ ÷ ૬૦ = ૨૧૦
૧૩ × ૨૩૭ = ૩૦૮૧ ૪૫૦૩ + ૨૧૦ = ૪૭૧૩
૨૦ × ૨૩૭ = ૪૭૪૦ ૪૭૧૩ ÷ ૬૦ = ૭૮
૪૭૪૦ ÷ ૬૦ = ૭૯ ૯૪૮ + ૭૮ = ૧૦૨૬
૩૦૮૧ + ૭૯ = ૩૧૬૦ ૧૦૨૬ ÷ ૩૦ = ૩૪ એ પલાત્મક રવિ ભોગ્યકાલ [થયો.

૨૭ ઘડી ૫૦ પલ એનાં બધાં પલ કીધાં તે ૧૬૭૦ થયાં. એ પલમાંથી રવિ ભોગ્યકાલ પલ ૩૪ બાદ કરીને બાકી ૧૬૩૬ રહ્યાં. એમાંથી વરખઉદયપલ ૨૬૬ બાદ કરીને બાકી ૧૩૭૦ રહ્યાં. એમાંથી મિથુનઉદયપલ ૩૧૦ બાદ કરીને બાકી ૧૦૬૦ રહ્યાં. એમાંથી કર્કઉદયપલ ૩૩૬ બાદ કરીને બાકી ૭૨૪ રહ્યાં. વળી એમાંથી સિંહઉદયપલ ૩૩૨ બાદ કરીને બાકી ૩૯૨ રહ્યાં. એમાંથી કન્યાઉદયપલ ૩૧૯ બાદ કરીને બાકી ૭૩ પલ રહ્યાં. એમાંથી તુલઉદય બાદ જતો નથી. માટે તુલઉદય એ અશુધ્ધઉદય‡ સમજવો.

હવે ૭૩ એને ૩૦ સે ગુણ્યું ત્યારે ૨૧૯૦ થયાં, એને અશુધ્ધઉદય જે તુલઉદય એના પલ ૩૧૯ થી ભાગ્યું, ત્યારે અંશાદિક ભાગ આવ્યા તે ૬ અંશ ૫૧ કલા ૫૪ વિકલા ૪૪ પ્રતિવિકલા છે.

હવે અશુધ્ધઉદય તુલા છે, તેથી તેના અગાઉનો અંક ૬ એ તે અંશાદિક ભાગમાં ઉપરના ભાગમધે રાશિ સ્થાનમાં ઉમેર્યો, ત્યારે ૬ રાશિ ૬ અંશ ૫૧ કલા

---

* ગતિ, વેગ.

† ઇષ્ટચાલન ત્રૈરાશીથીપણ આવેછે. ઉદાહરણ, ૨૪ કલાક = ૧૪૪૦ મિનિટ ૫૮ કલા ને ૪૦ વિકલા = ૩૫૨૦ વિકલા. ૪ કલાક અને ૫૨ મિનિટ = ૨૯૨ મિનિટ, હવે ૧૪૪૦ મિનિટને જો: ૩૫૨૦ વિકલાગતિ તો: : ૨૯૨ મિનિટને કેટલી ? ઉત્તર કલા ૧૧ વિકલા ૫૩ પ્રતિવિકલા ૪૬ પ્રતિપ્રતિવિકલા ૪૦.

‡ જે બાદ જતો નથી તે.

૫૪ વિકલા અને ૪૪ પ્રતિવિકલા એ સાયનલગ્ન થયું. એમાંથી અયનાંશ ૧૮ અં. ૧૬ ક. ૧૧ વિ. બાદ કીધા ત્યારે ૫ રાશિ ૧૮ અં. ૩૫ ક. ૪૩ વિ. એ નિરયણસ્પષ્ટ લગ્ન થયું. એજપ્રમાણેજ પ્રશ્નકાળમાં, વરસ, માસ અને દિન પ્રવેશાદિ* લગ્ન સાધન કરવાં.

---

## લગ્નપરથી ઈષ્ટકાળ સાધવાનો પ્રકાર.

લગ્નમાં અયનાંશ ઉમેરીને જે સરવાળો આવશે, તેથી ભુક્તકાલ લાવવો, અને સ્પષ્ટ સાયનરવિથી ભોગ્યકાલ લાવવો. પછી લગ્ન ભુક્તકાલનો અને રવિ ભોગ્યકાલનો સરવાળો કરવો, અને તે સરવાળામાં સાયનલગ્ન અને સાયનરવિ એમધ્યે જે રાશીના ઉદય હશે, તેનો સરવાળો ઉમેરવો, એટલે પલાત્મક ઇષ્ટકાળ થાયછે.

### ઉદાહરણ.

શકે ૧૮૦૭ ચૈત્ર આમાસ બુધવાર જે વખતે નિરયણ સ્પષ્ટ રવિ રાશિ ૦ અંશ ૭ કલા ૨૩ વિકલા ૫૫ પ્ર. વિકલા ૪૬ પ્ર. પ્ર. વિકલા ૪૦ એટલો છે, અને નિરયણ સ્પષ્ટ લગ્ન રાશિ ૫ અંશ ૧૮ કલા ૩૫ વિકલા ૪૩ એટલું છે. એપરથી ઇષ્ટકાલ કાઢવાનો તે એપ્રમાણે.

આપેલા નિરયણ લગ્નમાં અયનાંશ અં. ૧૮ ક. ૧૬ વિ. ૧૧ ઉમેરી સાયનલગ્ન ૬ રા. ૬ અં. ૫૧ ક. ૫૪ વિ. એટલું થયું. એના અંશાદિક લઇને તુલઉદયપલ ૩૧૯ ને ગુણ્યું.

૬ × ૩૧૯ = ૧૯૧૪†   ૧૬૨૬૯ + ૨૮૭ = ૧૬૫૫૬
૫૧ × ૩૧૯ = ૧૬૨૬૯   ૧૬૫૫૬ ÷ ૬૦ = ૨૭૬
૫૪ × ૩૧૯ = ૧૭૨૨૬   ૧૯૧૪ + ૨૭૬ = ૨૧૯૦
૧૭૨૨૬ ÷ ૬૦ = ૨૮૭‡   ૨૧૯૦ ÷ ૩૦ = ૭૩ એ લગ્ન ભુક્તકાલ થયું.

આપેલા સ્પષ્ટ નિરયણ રવિમાં અયનાંશ ૧૮ અંશ ૧૬ કલા ૧૧ વિકલા ઉમેરી ત્યારે સાયન સ્પષ્ટરવિ રા. ૦ અં. ૨૫ ક. ૪૦ વિ. ૬ પ્ર. વિ. ૪૬ પ્ર. પ્ર. વિ. ૪૦ એટલો થયો. એનાં અંશાદિક ૩૦ એમાં બાદ કરીને ભોગ્યાંશ લાવ્યા, તે ૪ અંશ ૧૯ કલા ૫૩ વિકલા ૧૩ પ્રતિવિકલા અને ૨૦ પ્રતિપ્રતિવિકલા એટલા છે. એને સ્વદેશ મેષઉદયપલ ૨૩૭ થી ગુણ્યું.

૪ × ૨૩૭ = ૯૪૮   ૩૧૬૦ ÷ ૬૦ = ૫૨
૧૯ × ૨૩૭ = ૪૫૦૩   ૧૨૫૬૧ + ૫૨ = ૧૨૬૧૩
૫૩ × ૨૩૭ = ૧૨૫૬૧   ૧૨૬૧૩ ÷ ૬૦ = ૨૧૦
૧૩ × ૨૩૭ = ૩૦૮૧   ૪૫૦૩ + ૨૧૦ = ૪૭૧૩

---

* બેસવું.

†. એ × ગુણાકારની નિશાની સમજવી.   ‡ એ ÷ ભાગવાની નિશાની સમજવી.

૨૦×૨૩૭=૪૭૪૦   ૪૭૧૩÷૬૦= ૭૮
૪૭૪૦÷૬૦ = ૭૯   ૯૪૮+૭૮=૧૦૨૬
૩૦૮૧+૭૯=૩૧૬૦   ૧૦૨૬÷૩૦= ૩૪ એ પલાત્મક રવિ ભોગ્યકાલ થયો.

હવે રવિ ભોગ્યઉદયપલ ૩૪ એમાં લગ્ન ભુક્તપલ ૭૩ એ ઉમેર્યાં, ત્યારે ૧૦૭ પલ થયાં. એમાં સાયનલગ્ન અને સાયનરવિ એના વચ્ચેની રાશિના ઉદય—એટલે વરખઉદયપલ ૨૬૬, મિથુનઉદયપલ ૩૧૦, કર્કઉદયપલ ૩૩૬, સિંહઉદયપલ ૩૩૨ ને કન્યાઉદયપલ ૩૧૯, એ બધાનો સરવાળો કીધો ત્યારે ૧૬૭૦ પલ થયાં, અને ૬૦ એ ભાગ્યું ત્યારે ૨૭ ઘડી અને ૫૦ પલ એ ઇષ્ટકાલ થયો.

---

## ભોગ્યકાલથી ઇષ્ટકાલ ઓછો છતાં લગ્ન સાધન પ્રકાર.

રાશીની આગળ કહેલી રીતપ્રમાણે લાવેલો ભોગ્યકાલ ઇષ્ટકાલથી વધારે હશે તો પલાત્મક[1] ઇષ્ટકાલને ૩૦ સે ગુણવું. પછી તે આવેલા ગુણાકારને સાયનરવિ જે રાશીને છે; તે રાશીના ઉદયથી ભાગવું. ભાગીને જે અંશાદિ ભાગ આવશે, તે સ્પષ્ટ રવિમાં ઉમેરવો, એટલે અભિષ્ટકાલનું[2] લગ્ન થાયછે.

### ઉદાહરણ.

સૂર્યોદયથી ઇષ્ટ. ઘ. ૧ પ. ૧૫ તાત્કાલિક[3] સાયનરવિ રા. ૫ અં. ૯ ક. ૪૫ વિ. ૧૦ છે. એના અંશાદિક ૩૦ માં બાદ કરીને ૨૦ અંશ ૧૪ ક. ૫૦ વિ. એ ભોગ્યાંશ[4] થયો. અને કન્યોદય ૩૧૯ પલથી ગુણ્યું.

૩૧૯×૨૦= ૬૩૮૦   ૧૫૯૫૦÷૬૦ = ૨૬૫
૩૧૯×૧૪= ૪૪૬૬   ૪૪૬૬+૨૬૫=૪૭૩૧÷૬૦=૭૮
૩૧૯×૫૦=૧૫૯૫૦   ૬૩૮૦+૭૮=૬૪૫૮ એને.

૩૦ સે ભાગીને ૨૧૫ રવિ ભોગ્યકાલ થયો, એ ઇષ્ટકાલ કરતાં વધારેછે; કરીને ઇષ્ટકાલપલ ૭૫ એને ૩૦ સે ગુણીને ૨૨૫૦ આવ્યા. એને કન્યોદયપલ ૩૧૯ થી ભાગ્યું ત્યારે ૭ અં. ૩ ક. ૧૧ વિ. આવી. એ સાયનરવિમાં ઉમેરીને રા. ૫ અં. ૧૬ ક. ૪૮ વિ. ૨૧ એ તાત્કાલિક સાયનસ્પષ્ટ લગ્ન થયું. એમાંથી અયનાંશ બાદ કીધા એટલે ઇષ્ટકાલનું નિરયણસ્પષ્ટ લગ્ન થાયછે.

---

## સાયનલગ્ન ને સાયનસૂર્ય એ એક રાશીને છતાં લગ્નઉપરથી ઇષ્ટકાલ લાવવાનો પ્રકાર.

સાયનલગ્ન ને સાયનસૂર્ય એ બેનું અંતર કાઢવું, ને તે અંતરને સાયનરવિના ઉદયથી ગુણવું ને ૩૦ સે ભાગવું, એટલે પલાત્મક ઇષ્ટકાલ થાયછે. જો સાયનસૂર્ય

---

૧ ઇષ્ટકાલની ઘડી, પલ એનાં પલ કરવાં એટલે તેને પલાત્મક ઇષ્ટકાલ કહેછે.
૨ ઇષ્ટકાલ.   ૩ જન્મ અથવા પ્રશ્નકાલનો.   ૪ બાકી રહેલા અંશ.

કરતાં સાયનલગ્ન ઓછું છે તો એ સાવિલા કાલ ૬૦ ઘડીમાંથી બાદ કરવો એટલે અભિષ્ટકાલ થાયછે.

### ઉદાહરણ.

સાયનસૂર્ય રા. ૦ અં. ૧૦ ક. ૪૮ વિકલા ૫૦ સાયનલગ્ન રા. ૦ અં. ૨૮ ક. ૫૦ વિ. ૫૭ એ બેનું અંતર કરીને અં. ૧૮ ક. ૨ વિ. ૭ આવ્યા. પછી એ અંતરને મેષઉદય ૨૩૭ પલથી ગુણ્યું.

૨૩૭ × ૧૮ = ૪૨૬૬     ૧૬૫૯ ÷ ૬૦ = ૨૭
૨૩૭ × ૨ = ૪૭૪     ૪૭૪ + ૨૭ = ૫૦૧ ÷ ૬૦ = ૮
૨૩૭ × ૭ = ૧૬૫૯     ૪૨૬૬ + ૮ = ૪૨૭૪ ÷ ૩૦ = ૧૪૨

એ ઇષ્ટકાલનાં પલ થયાં એને ૬૦ એ ભાગીને ૨ ઘડી ૨૨ પલ એ સૂર્યોદયથી ઇષ્ટકાલ થયો.

---

## રાતે લગ્ન સાધન પ્રકાર.

સૂર્યોદયથી જે ઇષ્ટકાલ હોય, તેમાં દિનમાન[1] બાદ કરવું એટલે તે રાતનો ઇષ્ટકાલ થાયછે. તે ઇષ્ટકાલ ધરીને, ને સ્પષ્ટ સૂર્યમાં ૬ છ રાશિ ઉમેરીને આગળ કહેલી રીતપ્રમાણે લગ્ન સાધન કરવું, એટલે ઇષ્ટકાલનું લગ્ન થાયછે.

### ઉદાહરણ.

શકે ૧૮૦૭ ચૈતર વદ ૩ ગુરવાર તા. ૨ એપ્રિલ સને ૧૮૮૫ સાંજના ૮ વાગે લગ્ન સાધન કરવાનું છે. એ દિવસે રવિનો અસ્ત[2] ૬ વાગીને ૧૩ મિનિટે છે, કરીને અસ્તમાન પછી ઇષ્ટકાલ ૧ કલાક ૪૭ મિનિટ એટલે ૪ ઘડી ૨૭ા પલ થયો.

તારીખ ૨ નો બાર વાગતાનો સાયનસ્પષ્ટ રવિ રા. ૦ અં. ૧૨ ક. ૪૨ વિ. ૪૩ એટલો છે. ને તારીખ ૩ નો સાયન રવિ રા. ૦ અં. ૧૩ ક. ૪૧ વિ. ૪૬ એટલો છે. એ બેઉનું અંતર કરી એક દિવસની ગતિ કાઢી, તે ક. ૫૯ વિ. ૩ થયા. એ ગતિને ૮ કલાકે ગુણી, ને ૨૪ કલાકે ભાગી ચાલન[3] આવ્યું તે. ૧૯ ક. ૪૧ વિ. છે. એ ચાલન તારીખ ૨ ના સાયન રવિમાં ઉમેરી ઇષ્ટકાલનો સાયન સ્પષ્ટ રવિ કીધો. તે રા. ૦ અં. ૧૩ ક. ૨ વિ. ૨૪ થયો પછી એ ઇષ્ટકાલના રવિમાં ૬ રાશિ ઉમેરીને તેના અંશાદિક ૩૦ અંશામાં બાદ કરીને ભોગ્યાંશ કાઢ્યા, તે ૧૬ અં. ૫૭ ક. ૩૬ વિ. એટલા થયા. પછી એને તૂલઉદયપલ ૩૧૯ સે ગુણ્યું.

---

૧ સૂરજ ઉદયથી તે આથમે ત્યાં સુધીની જે ઘડી, તેને દિનમાન કહેછે.
૨ આથમવું.    ૩ ગતિ.

૩૧૯ × ૧૬ = ૫૧૦૪   ૧૮૧૮૩ + ૧૯૧ = ૧૮૩૭૪
૩૧૯ × ૫૭ = ૧૮૧૮૩   ૧૮૩૭૪ ÷ ૬૦ = ૩૦૬
૩૧૯ × ૩૬ = ૧૧૪૮૪   ૫૧૦૪ + ૩૦૬ = ૫૪૧૦
૧૧૪૮૪ ÷ ૬૦ = ૧૯૧   ૫૪૧૦ ÷ ૩૦ = ૧૮૦ એ રવિ ભોગ્યકાલ થયો.

પછી એ રવિ ભોગ્યકાલનાં પલ, રાતનો ઇષ્ટકાલ ૨૬૭ પલમાં બાદ કરીને બાકી ૮૭ રહ્યા, એ બાકીને ૩૦ સે ગુણી વૃશ્ચિકઉદયપલ ૩૩૨ સે ભાગ્યા; ત્યારે અંશાદિભાગ, ૭ અંશ ૫૧ કલા ૪૧ વિકલા આવી. એમાં અશુદ્ધોદય જે વૃશ્ચિક રાશિ તેના અગાઉની રાશિ ૭ છે તે ઉમેર્યા ત્યારે તાત્કાલિક સાયનલગ્ન ૭ રા. ૭ અં. ૫૧ ક. ૪૧ વિ. એટલું થયું. એમાંથી અયનાંશ ૧૮ અં. ૧૬ ક. ૧૧ વિકલા બાદ કરીએ એટલે તાત્કાલિક નિરયણ સ્પષ્ટ લગ્ન ૬ રા. ૧૯ અં. ૩૫ ક. અને ૩૦ વિકલા એટલું થયું.

---

## હવે જન્મલગ્નકુંડલી, વર્ષલગ્નકુંડલી, અને પ્રશ્નલગ્નકુંડલી, ઇત્યાદિકના ઠેકાણાના વિચાર કરવાજોગ સોળ યોગ કહું છું.

યોગ ૧૬ છે.—તેમનાં નામ. ૧ લો, ઇક્કવાલયોગ. ૨ જો, ઇંદુવારયોગ. ૩ જો, ઇત્થશાલયોગ. ૪ થો, ઇસરાફયોગ. ૫ મો, નક્તયોગ. ૬ ઠો, યમયાયોગ. ૭ મો, મણઉયોગ. ૮ મો, કંબૂલયોગ. ૯ મો, ગૈરિકંબૂલયોગ. ૧૦ મો, ખલ્લાસરયોગ. ૧૧ મો, રદયોગ. ૧૨ મો, દુફાલીકુત્થયોગ. ૧૩ મો, દુત્થોત્થદિવ્યારયોગ. ૧૪ મો, તંબીરયોગ ૧૫ મો, કુત્થયોગ, અને ૧૬ મો, દુરફયોગ.

---

## ઇક્કવાલયોગનાં લક્ષણ[1] ને તેનાં ફળ.

સંપૂર્ણ[2] ગ્રહ, કેંદ્ર ૧-૪-૭-૧૦. ને પણફર ૨-૫-૮-૧૧ એ સ્થાનમાં[3] હશે તો, ઇક્કવાલયોગ સમજવો. તેનાં ફળ, રાજ્યપ્રાપ્તી,[4] સુખવૃદ્ધિ[5] ને દ્રવ્યાદિ[6] લાભ થશે, એવાં છે.

---

## ઇંદુવારયોગનાં લક્ષણ ને તેનાં ફળ.

આપોક્લીમ ૩-૬-૯-૧૨ એ સ્થાનમાં બધાં સૂર્યાદિ ગ્રહ હશે તો ઇંદુવારયોગ થાયછે. એ યોગનાં ફળ, પૈસાનો નાશ, રાજ્યનો નાશ, શરીરને સુખ નહીં, ચિંતાવૃદ્ધિ, વિલાસાદિ સુખઅભાવ,[7] તાવ ઇત્યાદિ પીડા, નીચ સંગત, ઓછો અધિકાર, હોદ્દાદાર લોકની ગેરમહેરબાની, અને માન થોડું મળશે, એવાં છે.

---

૧ નિશાન. ૨ બધાં. ૩ ઘેર, જગા. ૪ રાજ મળવું. ૫ સુખની આબાદી. ૬ પૈસા ઇત્યાદિ. ૭ નહીં.

## મુથશીલયોગનાં લક્ષણ ને તેનાં ફળ.

બે ગ્રહથી મુથશીલયોગ થાયછે. જે બે ગ્રહના મુથશીલયોગ વિષે વિચાર કરવાનો, તે બે ગ્રહમાં જેની વધારે ગતિ હોયતો તે (શીઘ્રગતિ) જલદ ચાલનારો ગ્રહ સમજવો. જેની ઓછી ગતિ હોય તે (મંદગતિ) ધીમે ચાલનારો ગ્રહ સમજવો. જલદ ચાલનારા ગ્રહના ભાગ કરતાં, ધીમે ચાલનારા ગ્રહના ભાગ વધારે હોય તો, ને તે બેઉ ગ્રહની આરસપરસપર નજરે હોય ને તેનું અંશાદિ અંતર, જલદ ચાલનારા ગ્રહના દિપ્તાંશનાં અંદર હશે તો, ધીમે ચાલનારો ગ્રહ જલદ ચાલનારા ગ્રહના આગળ હશે તો, જલદ ચાલનારો ગ્રહ પોતાનું તેજ ધીમે ચાલનારા ગ્રહને આપેછે. એ પ્રમાણે યોગ હોય તો તેને ઇત્યશાલયોગ, કે મુથશીલયોગ એવું કહેછે. એનું ફળ કામ ફતેહ થશે એવું છે.

---

## ગ્રહનાં દીપ્તાંશ (ગ્રહના તેજના અંશ).

| રવિ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. |
|---|---|---|---|---|---|---|
| ૧૫ | ૧૨ | ૮ | ૭ | ૯ | ૭ | ૯ |

---

## પૂર્ણ મુથશીલયોગનાં લક્ષણ ને તેનાં ફળ.

જો જલદ ચાલનારો ગ્રહ ધીમે ચાલનારા ગ્રહ કરતાં, એક વિકલાથી ઓછો અથવા ૩૦ વિકલાથી ઓછો હશેતો પૂર્ણ[1] મુથશીલયોગ થાયછે. કે જલદ ચાલનારો ગ્રહ અને ધીમે ચાલનારો ગ્રહ રાશિ, અંશ, કલા, વિકલાથી સરખા હશેતો પણ પૂર્ણ મુથશીલયોગ થાયછે; તેનું ફળ કામ ફતેહ સારી રીતે થશે એવું છે.

હવે જલદ ચાલનારો ગ્રહ ને ધીમે ચાલનારો ગ્રહ, એ બેઉની આરસપરસપર નજર ન હોય, તોપણ મુથશીલયોગ થાયછે, એ વિષે વિચાર કહુંછું.

જલદ ચાલનારો ગ્રહ રાશીના છેલ્લા અંશમાં છતાં, ધીમે ચાલનારો ગ્રહ જલદ ચાલનારા ગ્રહની રાશિ, તેની આગળની રાશીને છતાં જલદ ચાલનારા ગ્રહના દીપ્તાંશના અંદર હશે તો, જલદ ચાલનારો ગ્રહ, ધીમે ચાલનારા ગ્રહને પોતાનું તેજ આપેછે. એવા યોગને ભવિષ્ય[2] મુથશીલયોગ એવું કહેછે. તેનું ફળ કામ તરત થાય નહીં. આગળ થશે એમ છે.

---

## યોગાદિ જોવાની રીત.

કોઇએ આવીને એવો સવાલ કીધો, કે મને પુત્ર, મૈત્રી, રાજલાભ. હોદ્દાની બઢતી, જાત્રાનું સુખ ઇત્યાદિ, થશે કે નહીં. તે વખતે પ્રશ્ન લગ્નનો સ્વામી[3] જે હશે તે સવાલ કરનારો સમજવો. અને પાંચમાં ઘેરનો અધિપતિ, સાતમાં ઘેરનો અં-

---

૧ પૂરો-બરાબર. ૨ આવતો. ૩ માલીક, ધણી.

ધિપતિ, દસમાં પેરનો અધિપતિ ને અગિઆરમાં પેરનો અધિપતિ ઇત્યાદિ કારજ કરનારા સમજવા. પછી પાંચમાં પેરનો અધિપતિ ને પેહેલા પેરનો અધિપતિ એ બેઉનો આગળ કહ્યાપ્રમાણે જો મુથશીલયોગ હોય તો છોકરાનું સુખ થશે એવું કહેવું. સાતમાં પેરનો અધિપતિને પેહેલા પેરનો અધિપતિ એ એનો મુથશીલયોગ હશે તો સ્ત્રીનું સુખ થશે એમ કહેવું. દસમાં પેરનો અધિપતિ ને પેહેલા પેરનો અધિપતિ એ બેનો મુથશીલયોગ હોય તો, રાજ મળશે અથવા રાજસંબંધી સુખ થશે. અગિઆરમાં પેરનો અધિપતિ અને પેહેલા પેરનો અધિપતિ એ બેઉનો મુથશીલયોગ હશે તો, લાભ થશે. એ માફક લગનાધિપતિ ને કાર્યાધિપતિ એના મુથશીલયોગનો વિચાર કરી માઠું રૂડું ફળ કહેવું. પણ એ કેહેવામાં એવો બીજો જરૂરનો વિચાર કરવો. જોઇએ કે લગ્નાધિપતિ અને કાર્યનો અધિપતિનો મુથશીલયોગ થનારો, તે ચાલતા મુથશીલમાંનો હશે તો, સવાલ કરનારનો, જે વિશે સવાલ હશે, તે સંબંધી ઇચ્છા તુરત પાર પડશે એમ કહેવું. લગ્નાધિપતિ અને કાર્યનો અધિપતિ એનો આગળ કહેલી રીતપ્રમાણે પૂરો મુથશીલયોગ હોય તો, સવાલ કરનારની ઇચ્છા સંપૂર્ણ થશે એમ કહેવું. લગ્નાધિપતિ અને કાર્યનો અધિપતિ એનો ભવિષ્ય મુથશીલયોગ હોય તો સવાલ કરનારની ઇચ્છાનું ફળ આગળ થશે.

લગ્નાધિપતિ અને કાર્યાધિપતિ એનો આગળ કહ્યાપ્રમાણે મુથશીલયોગ છતાં તે બેઉ જે રાશીને હોય તે રાશિ પોતે પોતાના અધિપતિની [1]નજરથી યુક્ત હોય અને શુભ ગ્રહની નજરથી યુક્ત હોય, ને લગ્નાધિપતિનો મિત્ર ગ્રહ ને કાર્યાધિપતિનો મિત્ર ગ્રહ એ બેઉ જે રાશીને હશે, તે રાશિ પોતે પોતાના અધિપતિના નજરથી યુક્ત થઇને શુભ ગ્રહની તે રાશિઉપર નજર હશે તો, તો આગળ કહેલો મુથશીલયોગ ઘણોજ બળવાન થઇને સવાલ કરનારની ઇચ્છા સારી રીતે પાર પડશે. લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ, એ બેઉનો મુથશીલયોગ છતાં, કાર્યાધિપતિ ને લગ્નધિપતિ જે રાશીને હશે, અને તે રાશીના સ્વામીની નજર તે રાશિઉપર નહીં હોય તો, અને શુભ ગ્રહની નજર નહીં હોય તો, ને કાર્યાધિપતિ ને લગ્નાધિપતિના મિત્ર એ જે રાશીને હશે, અને તે રાશીના અધિપતિની નજર નહીં હશે તો, અને તે રાશિપર શુભ ગ્રહની નજર હશે નહીં તો, થએલો મુથશીલયોગ નબળો થઇને, ઇચ્છા પૂરે પૂરી થશે નહીં. એમ કહેવું.

હવે લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ, અને તે બેઉના મિત્ર એ જે રાશીને હશે, તે રાશીના અધિપતિ, એ પોતાના રાશીને [2]જોતાં હશે તો, અને તે નજર જો દોસ્તીની હોયતો, થએલો મુથશીલયોગ ઘણોજ બળવાન થઇને સવાલ કરનારનું ઇચ્છારૂપ ફળ ઉત્તમ રીતે આપશે.

લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ એ બેઉ પોતાના પેરના, ઉચ્ચીના, પોતાના હદ્દના હશે, અથવા પોતાના દ્રેષ્કાણમાં કે પોતાના નવાંશમાં હશે તો, કિંવા શુભ ગ્રહના પે-

---

[1] માલીક, ધણી, સ્વામી.   [2] જોતાં હોય તો.

રમાં છતાં શુભ ગ્રહની સાથે, અથવા શુભ ગ્રહની નજર હશે તો, તો પછી ઇચ્છા પૂરી થશે એમ કહેવું.

લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ એ બેઉ પોતાના ઘેરના, સ્વઉચ્ચીના, પોતાની હદના વગેરે છતાં શુભ ગ્રહની સાથે અથવા તેઓની નજર નહીં છતાં, પણ આગળ કેટલાએક દહાડે ફક્ત શુભ ગ્રહની સાથે અથવા શુભ ગ્રહની નજર થવાની હોય તો, સવાલ કરનારને શુભ ફળ આગળ થશે એમ કહેવું.

પહેલા ઘેરનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ પોતે શત્રુના ઘેરમાં કે પોતે નીચ ઘેરમાં ગએલા અથવા પોતાની શત્રુના હદમાં, પોતાના શત્રુના દ્રેષ્કાણમાં કે પોતાના શત્રુનાં નવમાંશમાં હશે તો; અને તે પાપગ્રહની સાથે અથવા પાપગ્રહની નજર હશે તો, સવાલ કરનારનું ઇચ્છાસંબંધી માઠું ફળ તરત થશે, અને પહેલા ઘેરનો અધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એ પોતાના શત્રુના ઘેર ઇત્યાદિમાં છતાં, પાપગ્રહની સાથે કે પાપગ્રહની નજરથી મુક્ત થનાર હશે તો આગળ માઠું ફળ થશે એમ કહેવું.

પહેલા ઘેરનો અધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એ આગળ મિત્ર રાશીને છતાં, હમણાં શત્રુના ઘેરમાં હશે તો, શુભ ફળ આગળનું થઇ ગયું છે, ને હમણાં માઠું ફળ છે એમ કહેવું. કાર્યાધિપતિ ને લગ્નાધિપતિ (પહેલા ઘેરનો અધિપતિ) એ હમણાં મિત્ર ઘેરના છતાં આગળ શત્રુના ઘેરમાં જનારા હોય તો, હમણાં શુભ ફળ છે ને આગળ માઠું ફળ થનારું છે એવું કહેવું. લગ્નેશ ને કાર્યાધિપતિ એ મિત્ર ઘેરમાં છતાં, આગળ પણ મિત્ર ઘેરમાં જનારા હશે તો, તો સવાલ કરનારને હમણાં શુભ ફળ છતાં આગળપણ શુભ ફળ થનારું છે એવું કહેવું. લગ્નાધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એ શત્રુના ઘેરમાં છતાં, આગળપણ શત્રુના ઘેરમાં જનારા હશે તો, હાલ માઠું ફળ છે ને આગળપણ માઠું ફળ થશે એમ કહેવું.

---

## ઇસરાફયોગનાં લક્ષણ ને તેનું ફળ.

ધીમે ચાલનારા ગ્રહનાં અંશ કરતાં જલદ ચાલનારા ગ્રહના અંશ વધારે હશે તો, તેને ઇસરાફયોગ એવું કહેછે. એ ઇસરાફયોગને કોઇ મુસરીફયોગ પણ કહેછે. એનું ફળ કામનો નાશ થશે એવું છે.

### ઉદાહરણ.

પ્રશ્નલગ્ન છતાં સિંહને રવિ ૧૨ ભાગ છે. એ કાર્યસ્થાનનો અધિપતિ છે, ને પહેલા ઘેરનો અધિપતિ મંગળ, એ આઠમા ઘેરમાં તુલા રાશીને ૮ અંશ ગએલો છે, ને શનિ દસમા ઘેરમાં મકરરાશીને ૧૧ ભાગ ગએલો છે, એમાં જલદ ચાલનારો ગ્રહ રવિ, ને ધીમો ચાલનારો ગ્રહ મંગળ, ને તે કરતાંપણ ધીમે ચાલનારો ગ્રહ શનિ છે

---

૧ શાદ. ૨ પહેલા ઘેરનો અધિપતિ. ૩ કાર્યસ્થાનનો અધિપતિ. ૪ અંશ.

હવે ધીમા ચાલનારો ગ્રહ મંગળ, તે કરતાં જલદ ચાલનારો ગ્રહ જે રવિ, એના અંશ વધારેછે, કરીને મંગળ ને રવિનો મુસરીફયોગ થયો એમ સમજવું. ને ધીમો ચાલનારો ગ્રહ જે શનિ એ કરતાં જલદ ચાલનારો ગ્રહ રવિના ભાગ વધારેછે, કરીને શનિ ને રવિનો પણ મુસરીફયોગ થયો એમ સમજવું. એ દાખલામાં ફક્ત શનિ ને મંગળનો મુસરીફયોગ થતો નથી, કારણ ધીમો ચાલનારો ગ્રહ જે શનિ તેના અંશ કરતાં જલદ ચાલનારો ગ્રહ જે મંગળ, એના અંશ ઓછા થવાને લીધે મંગળ ને શનિનો મુથશીલયોગ થાયછે. ઇસરાફયોગનાં લક્ષણ એ બેઉને લાગું થતાં નથી.

## ઇસરાફયોગ કુંડલી.




## હવે બીજા મતથી ઇસરાફયોગનું ફળ કહુંછું.

શુક્લપક્ષનો ચંદ્ર અને બુધ એનો મુસરીફયોગ હશે તો સવાલ કરનારનું કામ, નાશ થશે નહીં. અને રવિ ને મંગળ એનો મુસરીફયોગ હશેતો કામનો નાશ થશે. તેમજ શુક્લપક્ષનો (સુદ) ચંદ્રને ગુરૂ એનો મુસરીફયોગ હશે તો સવાલ કરનારનું કામ, નાશ થશે નહીં. શુક્લપક્ષનો ચંદ્ર ને શુક્ર એનો મુસરીફયોગ હશે તો. કામ, નાશ થાય નહીં.

(વદ) કૃષ્ણપક્ષનો (પક્ષ=પખવાડીઉં) ચંદ્ર ને બુધ પાપગ્રહસાથે છતાં એનો મુસરીફયોગ હશે તો, કામ નાશ થશે.

કૃષ્ણપક્ષનો ચંદ્ર ને રવિ એનો મુસરીફયોગ હશેતો, કામ નાશ થશે.

કૃષ્ણપક્ષનો ચંદ્ર ને મંગળ એનો મુસરીફયોગ હશે તો કામનો નાશ થશે.

---

* જ્યાં મિંડું ને તેની નીચે આંકડો હોય તે અંશ સમજવા.

કૃષ્ણપક્ષનો ચંદ્ર ને બુધ પાપગ્રહસાથે નહીં, એવો એનો મુસરીફ્યોગ હશે તો, કામની મધ્યમ સ્થિતિ (સ્થિતિ=હાલત) સમજવી.

કૃષ્ણપક્ષનો ચંદ્ર ને ગુરૂ એનો ઇસરાફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ સમજવી.

કૃષ્ણપક્ષનો ચંદ્ર ને શુક્ર એનો ઇસરાફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ સમજવી.

શુક્લપક્ષનો ચંદ્ર ને રવિ એનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ સમજવી.

શુક્લપક્ષનો ચંદ્ર ને મંગળ એનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ સમજવી.

શુક્લપક્ષનો ચંદ્ર ને શનિ એનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ સમજવી.

રવિ ને ચંદ્રનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ સમજવી.
રવિ ને મંગળનો મુસરીફ્યોગ હશે તો કામનો નાશ થશે.
રવિ ને બુધનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ સમજવી.
રવિ ને પાપગ્રહસાથે બુધ એનો મુસરીફ્યોગ હશે તો કામ નાશ થશે.
રવિ ને ગુરૂનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
રવિ ને શુક્રનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
રવિ ને શનિનો મુસરીફ્યોગ હશે તો કામ નાશ થશે.

મંગળ ને રવિનો મુસરીફ્યોગ હશે તો કામ નાશ થશે.
મંગળ ને ચંદ્રનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
મંગળ ને બુધનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
મંગળ ને પાપગ્રહસાથે બુધ એનો મુસરીફ્યોગ હશે તો કામનો નાશ.
મંગળ ને ગુરૂનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
મંગળ ને શુક્રનો મુસરીફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
મંગળ ને શનિનો મુસરીફ્યોગ હશે તો કામનો નાશ.

બુધ ને રવિનો ઇસરાફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
બુધ ને ચંદ્રનો ઇસરાફ્યોગ હશે તો કામનો નાશ થશે નહીં.
બુધ ને મંગળનો ઇસરાફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
બુધ ને ગુરૂનો ઇસરાફ્યોગ હશે તો કામનો નાશ થશે નહીં.
બુધ ને શુક્રનો ઇસરાફ્યોગ હશે તો કામનો નાશ થશે નહીં.
બુધ ને શનિનો ઇસરાફ્યોગ હશે તો કામનો નાશ થશે નહીં.

પાપગ્રહસાથે બુધ ને રવિનો ઇસરાફ્યોગ હશે તો કામનો નાશ.
પાપગ્રહસાથે બુધ ને ચંદ્રનો ઇસરાફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
પાપગ્રહસાથે બુધ ને મંગળનો ઇસરાફ્યોગ હશે તો કામનો નાશ.
પાપગ્રહસાથે બુધ ને ગુરૂનો ઇસરાફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
પાપગ્રહસાથે બુધ ને શુક્રનો ઇસરાફ્યોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
પાપગ્રહસાથે બુધ ને શનિનો ઇસરાફ્યોગ હશે તો કામનો નાશ.

---

૧ સાધારણ.

ગુરૂ ને રવિનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
ગુરૂ ને ચંદ્રનો ઇસરાફયોગ હશે તો કામનો નાશ થશે નહીં.
ગુરૂ ને મંગળનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
ગુરૂ ને બુધનો ઇસરાફયોગ હશે તો કામનો નાશ થશે નહીં.
ગુરૂ ને શુક્રનો ઇસરાફયોગ હશે તો કામનો નાશ થશે નહીં.
ગુરૂ ને શનિનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
ગુરૂ ને પાપગ્રહસાથે બુધનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
શુક્ર ને રવિનો ઇસરાફયોગ હોય તો કામની મધ્યમ સ્થિતિ.
શુક્ર ને ચંદ્રનો ઇસરાફયોગ હશે તો કામનો નાશ થશે નહીં.
શુક્ર ને મંગળનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
શુક્ર ને બુધનો ઇસગાફયોગ હશે તો કામનો નાશ થશે નહીં.
શુક્ર ને ગુરૂનો ઇસરાફયોગ હશે તો કામનો નાશ થશે નહીં.
શુક્ર ને શનિનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
શુક્ર અને પાપગ્રહસાથે બુધનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
શનિ ને રવિનો ઇસરાફયોગ હશે તો કામનો નાશ થશે.
શનિ ને ચંદ્રનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
શનિ ને મંગળનો ઇસરાફયોગ હશે તો કામનો નાશ થશે.
શનિ ને બુધનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
શનિ ને પાપગ્રહસાથે બુધનો ઇસગાફયોગ હશે તો કામનો નાશ થશે.
શનિ ને ગુરૂનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.
શનિ ને શુક્રનો ઇસરાફયોગ હશે તો કામની મધ્યમ સ્થિતિ.

---

## હવે નકતયોગનું લક્ષણ ને તેનું ફળ કહુંછું.

પેહેલા પેરનો અધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉની આરસપરસપર નજર નહીં છતાં, પેહેલા પેરનો અધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એઓના કરતાં વધારે ચાલનારો ગ્રહ તે બેઉ વચ્ચે હશે તો, અને તે બેઉની નજર વચલા ગ્રહપર હશે તો, તે વચમાંનો ગ્રહ પાછલા જલદ ચાલનારા ગ્રહથી તેજ લઇને, આગળા ધીમે ચાલનારા ગ્રહને તે તેજ આપેછે. એવા યોગને નકતયોગ કહેછે. એનું ફળ બીજાના યત્નથી કારજ થનારૂં છે એવું છે.

### નકતયોગનું ઉદાહરણ.

કોઇએ આવી એવો સવાલ પુછ્યો કે, મને સ્ત્રી મળશે કે નહીં. એ સવાલની વખતે કન્યા લગ્ન છે, અને તેનો અધિપતિ બારમા પેરમાં સિંહ રાશીને ૧૦ અંશ થએલો છે, અને સાતમાં પેરનો અધિપતિ ગુરૂ, એ સાતમા પેરમાં ૧૨ અંશ

થએલો છે, અને ચંદ્ર[1] નેવમા પેરમાં વરખ રાશીને ૧૧ ભાગ[1] થએલો છે. અથવા ચોથા પેરમાં ધિન રાશીને ૮ ભાગ થએલો છે. એ ઉદાહરણમાં—પેહેલા પેરનો અધિપતિ બુધ, ને કાર્યસ્થાનનો અધિપતિ ગુરૂ એ બેઉની આરસપરસપર નજર નથી, ને કાર્યાધિપતિ ને પેહેલા પેરનો અધિપતિ એઓના વચ્ચેનો ગ્રહ, તે બેઉ કરતાં, જલદ ચાલનારો ગ્રહ ચંદ્ર છે, ને તે ચંદ્રપર કાર્યાધિપતિ ને પેહેલા પેરના અધિપતિની નજર છે. એ ચંદ્ર બુધ પાસેથી તેજ લઇને ગુરૂને આપેછે, કરીને એ નકતયોગ થએલો છે. તેથી પોતાના કોશેશથી સ્ત્રી મળશે નહીં. પણ બીજાના કોશેશથી સવાલ કરનારને સ્ત્રી મળશે.

## નકતયોગ કુંડલી.




## યમયાયોગનું લક્ષણ ને તેનું ફળ.

પેહેલા પેરનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ, એ બેઉની આરસપરસપર નજર નહીં છતાં, કાર્યાધીશ ને લગ્નાધીશ એઓના વચ્ચે રહેનારો તે બેઉ કરતાં મંદગતિગ્રહ છતાં, તે પોતાના દીપ્તાશમાં હોય તો, અને તે મંદગતિગ્રહ તનુભાવનો અધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉને જોતો હોય તો, તે વચમાનો મંદગતિગ્રહ, લગ્નાધીશ ને કાર્યાધીશ એમાં રહેનારો શીઘ્રગતિગ્રહથી તેજ લઇને મંદગતિ ગ્રહને આપેછે એ યોગને યમયાયોગ એવું કહેછે. એનું ફળ બીજાના કોશેશથી ધારેલું કામ થશે એવું.

### ઉદાહરણ.

કોઇએ આવીને સવાલ કીધો કે મને રાજ્યોપી થશે કે નહીં? ત્યારે સવાલના વખતે તુલા લગ્ન છે. તુલા લગ્નનો અધિપતિ શુક્ર મેષરાશિને સાતમે પેર છે,

---

૧ અંશ. ૨ ધીમે ચાલનારો. ૩ પેહેલું પેર. ૪ જલદ ચાલનારો. ૫ મળવું.

ને તે શુક્રના આઠ ભાગ થયા છે, ને દસમું રાજભવન કર્ક છે. ને તે રાજભવનનો અધિપતિ ચંદ્ર એ આઠમા ભવનમાં વરખરાશીને છે, ને તે ચંદ્રના ૬ ૭ ભાગ થએલા છે. એમાં મંદગતિગ્રહ તનુભાવનો અધિપતિ શુક્ર છે. અને શીઘ્રગતિગ્રહ, કાર્યસ્થાનનો અધિપતિ ચંદ્ર છે; એમ સમજવું. ને કાર્યસ્થાનનો અધિપતિ ને તનુભાવનો અધિપતિ; એઓની આપસપરસપર નજર નથી, કારણ, તે બેઉ એક બીજાથી, ૨ બીજા ને બારમા ઘેરમાં છે. ને મંદગતિગ્રહ શુક્ર, દસમા સ્થાનમા કર્કરાશીને દસ અંશસુધી છે, એ લગ્નેશ અને કાર્યેશ એ બેઉ કરતાં મંદગતિ છે એમ સમજવું, અને દીપ્તાંશમાં છે. અને તે તનુભાવનો અધિપતિ શુક્ર, અને રાજકાર્યસ્થાનનો અધિપતિ ચંદ્ર એ બેઉને સ્થાન દ્રષ્ટીથી અવલોકન કરેછે. તેથી તે શુક્ર, શીઘ્રગતિગ્રહ જે ચંદ્ર તેનાસંબંધી જે તેજ તે પોતે લઇને મંદગતિગ્રહ જે શુક્ર તેને આપેછે કરીને એ યમયાયોગ થએલો છે. તેથી સવાલ કરનારને બિજાના ડોરીશથી રાજ મળશે.

## યમયાયોગ કુંડલી.




## મણઉયોગનું લક્ષણ ને તેનું ફળ.

લગ્નાધીશ ને કાર્યાધીશ એમાં જે જલદ ચાલનારો ગ્રહ હશે, તેના આગળ નિ અથવા પાછળ મંગળ હશે, કે શીઘ્રગતિ ગ્રહના આગળ મંગળ. અથવા પાછળ શનિ હશે તો, અને તે મંગળ અથવા શનિ ચોથા સ્થાન દ્રષ્ટીથી શીઘ્રગતિને જોતા હશે તો, કે એક રાશિગત દ્રષ્ટીથી. કે સાતમાં સ્થાનની નજરથી જોતા

૧ ઘેર. ૨ પેહેલા ઘેરનો અધિપતિ. ૩ નજર. ૪ જોવું.
૫ પેહેલા ઘેરનો અધિપતિ. ૬ જલદ ચાલનારો. ૭ નજરથી.

હશે તો ને શીઘ્રગતિ ગ્રહના ભોગ કરતાં મંગળ કે શનિના અંશ વધારે કે ઓછા છતાં શીઘ્રગતિ ગ્રહના દીપ્તાંશના વચ્ચે તેના અંશ હશે તો, ને લગ્નેશ ને કાર્યેશ એ બેઉની આપસપરસપર નજર હશે તો, તે મંગળ કે શનિ તે શીઘ્રગતિ ગ્રહનું તેજ છીનવી લેછે. એવા યોગને મણઉયોગ કહેછે. એ મણઉયોગનું ફળ મનમાં ધારેલાં કામનો નાશ કરવો એવું છે. જો લગ્નાધીપતિ ને કાર્યાધિપતિ એનો મુથશીલયોગ હશે તો, પણ મણઉયોગનાસંબંધથી શુભફળ બિલકૂલ મળશે નહીં.

## ઉદાહરણ.

કોઇએ આવીને એવો પ્રશ્ન[1] કીધો કે સ્ત્રી[2] મળશે કે નહીં? ત્યારે પ્રશ્નકાળમાં કન્યા લગ્ન છે, ને તેનો અધિપતિ બુધ કન્યા રાશીને તનુભવન[3]માંજ પડેલો છે. અને તે બુધના ૧૦ દસ અંશ થએલા છે. તેજપ્રમાણે કાર્યસ્થાનનો અધિપતિ ગુરૂ સાતમા ઘેરમાં મીનરાશીને ૧૫ અંશ થએલા છે, ને તેજપ્રમાણે મંગળ દસમા ઘેરમાં મિથુન રાશીને છે, ને તેના અંશ ૧૧ થયા છે. એ ઉદાહરણમાં મંગળ બુધને ચોથા સ્થાન દ્રષ્ટીથી અવલોકન (જોવું) કરેછે. ને તે મંગળ શીઘ્રગતિ ગ્રહ, તનુભાવનો અધિપતિ જે બુધ, તે કરતાં એક અંશથી વધારે થએલો છે, કરીને તે શીઘ્રગતિ ગ્રહના આગળ છે એવું થયું. તેનું ફળ એવું છે કે, તનુભાવનો અધિપતિ બુધ ને જાયા[4]સ્થાનનો અધિપતિ ગુરૂ એ બેઉનો જોપણ મુથશીલયોગ થયો છે, તોપણ સવાલ કરનારને સ્ત્રીનો લાભ થશે નહીં.

### મણઉયોગ કુંડલી.




૧ સવાલ. ૨ બૈરી. ૩ પેહેલું ઘેર. ૪ સાતનું ઘેર.

## બીજું ઉદાહરણ.

કન્યા લગ્ન છતાં તનુભાવનો અધિપતિ બુધ કન્યારાશીને ૧૦ અંશ થએલા છે, અને મંગળ ૧૦ માં સ્થાનમાં મિથુનરાશીને છે ને તેના અંશ ૯ થએલા છે, અને કાર્યસ્થાનનો અધિપતિ ગુરૂ સાતમાં પેરમાં મીનરાશીને છે. ને તેના અંશ ૧૫ થએલા છે. એ ઉદાહરણમાં મંગળ શીઘ્રગતિગ્રહ ને બુધ એને ચોથા સ્થાનના દ્રષ્ટીથી જોયા કરેછે. ને જલદ ચાલનારો ગ્રહ જે બુધ એના અંશ કરતાં મંગળનો અંશ ઓછા છે કરીને એ મંગળ શીઘ્રગતિગ્રહનો પાછળ છે એવું થયું, કરીને એ મણઉયોગ થએલો છે. એ યોગમાંપણ કાર્યાધિપતિ ને તનુભાવનો અધિપતિ એ બેઉનો મુથશીલયોગ થએલો છે. તોપણ એ મણઉયોગનું ફળ એવું છે કે, સ્ત્રી મળવાવિષે સવાલ કરનારને સ્ત્રી મળશે નહીં.

એજપ્રમાણે પાછળ કે આગળ શનિ છતાં મણઉયોગનું ઉદાહરણ સમજવું.

### મણઉયોગ કુંડલી.

૧૭ ૫ ૬ ૮ ૪ બુધ ૧૦ ૩ ૯ મંગળ ૯ ૧૨ ૧૦ ૨ ગુરૂ ૧૫ ૧૧ ૧

---

## હમણાં મણઉયોગનો ભેદ કહુંછું.

પેહેલા પેરનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉનો મુથશીલયોગ છતાં, શનિ અને મંગળ એ કાર્યાધીશ અને લગ્નાધીશ જે રાશીને હશે, તે બેઉમાંથી કોઈપણ એક રાશીને હશે તો; અને તે શનિ અને મંગળના અંશ કાર્યાધીશના દીપ્તાંશકરતાં ઓછા હોય અથવા વધારે હોય, ને તનુભાવનો જે અધિપતિ તેના દીપ્તાંશકરતાં વધારે હોય અથવા ઓછા હોય. એવા યોગને મણઉયોગ કહેછે. એનું ફળ કાર્ય નાશ કરવો એવું છે.

### ઉદાહરણ.

કોઈએ આવીને એવો સવાલ કીધો કે મને રાજ મળશે કે નહીં? તે સવાલની વખતે તુલા લગ્ન છે ને તે તુલા લગ્નનો અધિપતિ શુક્ર દસમાં પેરમાં છતાં તે કર્કરા-

શીને છે, ને તેના ૧૫ અંશ થએલા છે. અને રાજભવનનો અધિપતિ ચંદ્ર વરખરાશીને છતાં મૃત્યુભવનમાં પડેલો છે, ને તેના અંશ દસ થએલા છે, અને મંગળ વરખરાશીને છતાં ૧૬ અંશ થએલો છે. ને તે આઠમાં પેરમાં છે, ને શનિ ૧૬ અંશ થઇને વરખરાશીને અષ્ટમસ્થાનમાં (આઠમાં પેરમાં) પડેલો છે. તનુભાવનો અધિપતિ શુક્ર ને રાજભવનનો અધિપતિ ચંદ્ર એઓમાં શીઘ્રગતિગ્રહ ચંદ્ર છે, ને મંદગતિગ્રહ શુક્ર છે. મંદગતિગ્રહકરતાં શીઘ્રગતિગ્રહના ભાગ ઓછા છે. ને શીઘ્રગતિગ્રહ ને મંદગતિગ્રહ એ બેઉની આપસપરસપર નજર છે, કરીને એ આગળ કહ્યાપ્રમાણે લગ્નાધીશ અને કાર્યાધીશ એનો મુથશીલયોગ થએલો છે, ને કાર્યાધીશ જે ચંદ્ર, તેની સાથે શનિ અને મંગળ એ છે, તેથી એ મણઉયોગ થએલો છે. એનું ફળ એમ છે કે, રાજ મળવાવિષે, સવાલ કરનારને રાજ લાભ થશે નહીં.

## મણઉયોગ કુંડલી.




## હવે કંબૂલયોગનું લક્ષણ ને તેનું ફળ કહુંછું.

તનુભવનનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉનો એક બીજા સાથે મુથશીલયોગ છતાં કાર્યાધિપતિ અથવા તનુભાવનના અધિપતિની સાથે ચંદ્ર મુથશીલયોગ કરતો હશે તો, કંબૂલ સંગ્રક[3] યોગ થાયછે, એનું ફળ કામ ફતેહ થશે એમ છે. અને એ કંબૂલયોગનાં ભેદનાં ફળ તેનાં નામપ્રમાણે સમજવાં.

## એ કંબૂલયોગના ભેદ (પ્રકાર)* ઉત્તમાદિ અધિકારસંબંધી સોળ પ્રકારના છે તે એ પ્રમાણે.

| | |
|---|---|
| ૧ લો, ઉત્તમોત્તમ[4] કંબૂલયોગ. | ૩ જો, ઉત્તમસમ (ઉત્તમ) કંબૂલયોગ. |
| ૨ જો, ઉત્તમમધ્યમ[5] કંબૂલયોગ. | ૪ થો, ઉત્તમાધમ કંબૂલયોગ. |

૧ પેર, સ્થાન. ૨ આઠમું પેર. ૩ નામનો. ૪ સૌથી સરસ. ૫ મધ્યમ.

* ૧ પોતાના પેરના, પોતે ઉચ્ચીના, એને ઉત્તમ અધિકારી કહેછે.
૨ પોતાના હદના, પોતાના દ્રેષ્કાણના અને પોતાના નવાંશના એને મધ્ય અધિકારી કહેછે.
૩ પોતે શત્રૂ પેરના, પોતે નીચ પેરના એને, અધમ અધિકારી કહેછે (અધમ = નીચ).
૪ ઉપલા ત્રણ અધિકારવગર જે તેને સમ અધિકાર કહેછે.

| | |
|---|---|
| ૫ મો, મધ્યમઉત્તમ કંબૂલયોગ. | ૧૧ મો, સમસમ (મધ્યમમધ્યમ) કંબૂલયોગ. |
| ૬ ઠ્ઠો, મધ્યમ મધ્યમ કંબૂલયોગ. | ૧૨ મો, સમઅધમ (અધમ) કંબૂલયોગ. |
| ૭ મો, મધ્યમસમ (મધ્યમ) કંબૂલયોગ. | ૧૩ મો, અધમઉત્તમ કંબૂલયોગ. |
| ૮ મો, મધ્યમ અધમ કંબૂલયોગ. | ૧૪ મો, અધમમધ્યમ કંબૂલયોગ. |
| ૯ મો, સમઉત્તમ (ઉત્તમ) કંબૂલયોગ. | ૧૫ મો, અધમસમ (અધમ) કંબૂલયોગ. |
| ૧૦ મો, સમમધ્યમ (મધ્યમ) કંબૂલયોગ. | ૧૬ મો, અધમઅધમ કંબૂલયોગ. |

## ઉત્તમોત્તમ કંબૂલયોગનું લક્ષણ.

તનુભવનનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉ પોતાના પેરના, પોતે ઉચ્ચીના છતાં, તે બેઉનો મુથશીલયોગ હશે તો, અને ચંદ્ર પોતાના પેરમાં અથવા પોતે ઉચ્ચીનો છતાં, તે ચંદ્ર કાર્યાધિપતિની અથવા લગ્નાધિપતિની સાથે મુથશીલયોગ કરતો હશે તો, એવા યોગને ઉત્તમોત્તમ કંબૂલયોગ એવું કહેછે. કારણ, ચંદ્ર, કાર્યાધિપતિ, અને લગ્નાધિપતિ એઓને ઉત્તમ અધિકાર મળેલો છે.

## ઉત્તમોત્તમ કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવી એવો સવાલ કીધો કે, મને અધિકાર મળશે કે નહહીં? એ પ્રશ્ન વખતે મેષ લગ્ન છતાં. તનુભવનમાં મંગળ સાત અંશ થએલો છે. ને દસમાં પેરમાં શનિ ૧૦ અંશ થએલો છે; ને ચંદ્ર વરખરાશીને ૫ અંશ થએલો છે, હવે એ ઉદાહરણમાં લગ્નાધિપતિ અને કાર્યાધિપતિ એનો મુથશીલયોગ છતાં તે બેઉ ઉત્તમ અધિકારને છે, અને ચંદ્ર પણ ઉત્તમ અધિકારી છતાં, કાર્યસ્થાનના અધિપતિસાથે મુથશીલયોગ કરેછે કરીને એ ઉત્તમોત્તમ કંબૂલયોગ થયો. એનું ફળ સવાલ કરનારને અધિકાર મળશે.

### ઉત્તમોત્તમ કંબૂલયોગ કુંડલી.




## ઉત્તમમધ્યમ કંબૂલયોગનું લક્ષણ.

તનુભાવનો[1] અધિપતિ પોતાના હદનો, પોતાના દ્રેષ્કાણનો અને પોતાના નવાંશનો.

૧ પેહેલું પેર.

તો, અને તે બેઉનો એક બીજાસાથે મુથશીલયોગ છતાં, તે બેઉમાંથી કાર્યાધિપતિસાથે અથવા લગ્નાધિપતિસાથે ચંદ્ર મુથશીલયોગ કરતો હોય, ને તે પોતના ઘેરનો અથવા પોતે ઉચ્ચીનો હશે તો ઉત્તમસમ કંબૂલયોગ થાયછે. કારણ, ફક્ત ચંદ્રને ઉત્તમ અધિકાર મળેલો છે. અને તનુભાવનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉને સમ અધિકાર મળેલો છે, કરીને એ ઉત્તમસમ કંબૂલયોગ થયો.

## હવે ઉત્તમસમ કંબૂલયોગનું ઉદાહરણ કહું છું.

કોઇએ આવીને એવો સવાલ પ્રાધો કે મને રાજ મળશે કે નહીં? એ સવાલ વખતે મિથુન લગ્ન છે તેનો અધિપતિ બુધ સમ ઘેરમાં પડેલો છે ને તે ૮ અંશ છે, ને તે રાજભવનનો અધિપતિ ગુરૂ એ સમ ઘેરમાં કન્યારાશીને ૧૦ અંશ છે. અને ચંદ્ર ઉચ્ચીનો વરખને ૩ અંશ છે. હવે તે ત્રણેનો એક બીજાસાથે મુથશીલયોગ થએલો છે કરીને એ ઉત્તમસમ કંબૂલયોગ થયો.

### ઉત્તમસમ કંબૂલયોગ કુંડલી.




## ઉત્તમઅધમ કંબૂલયોગનું લક્ષણ.

તનુભાવનો અધિપતિ પોતે નીચ રાશીને છતાં, અથવા પોતાના શત્રૂની રાશીને છતાં, કાર્યસ્થાનનો અધિપતિપણ પોતે નીચ રાશીને અથવા શત્રૂની રાશીને હશે તો, અને તેનો મુથશીલયોગ છતાં, પોતાના ઘેરમાં ગએલો અથવા પોતાની ઉચ્ચરાશીમાં ગએલો ચંદ્ર કાર્યાધિપતિનીસાથે અથવા લગ્નાધિપતિનીસાથે ઇતથશાલયોગ કરતો હશે તો, ઉત્તમ અધમ કંબૂલયોગ થાયછે. કારણ ચંદ્રને ઉત્તમ અધિકાર મળેલો છે, ને કાર્યાધિપતિ અને તનુભવનનો અધિપતિ એઓને અધમ અધિકાર મળેલો છે.

આગળ ચાલુ.

## સને ૧૮૮૫ માહે મેએ, એ માસમાંના દરેક તારીખ ૧૨ વાગત

| | રવિ. | | | | સોમ. | | | | મંગળ. | | | | બુધ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તારીખ | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. |
| ૧ | ૧ | ૧૧ | ૨ | ૪૫ | ૮ | ૪ | ૧૯ | ૪૭ | ૦ | ૨૪ | ૨૨ | ૪૦ | ૧ | ૫ | ૫૭ | [illegible] |
| ૨ | ૧ | ૧૨ | ૦ | ૫૪ | ૮ | ૧૬ | ૨૭ | ૨૪ | ૦ | ૨૫ | ૮ | ૫૨ | ૧ | ૫ | ૨૦ | [illegible] |
| ૩ | ૧ | ૧૨ | ૪૯ | ૦ | ૮ | ૨૮ | ૨૬ | ૧૩ | ૦ | ૨૫ | ૫૩ | ૫૨ | ૧ | ૪ | ૪૭ | [illegible] |
| ૪ | ૧ | ૧૩ | ૫૭ | ૫૩ | ૯ | ૧૦ | ૨૦ | ૩૭ | ૦ | ૨૬ | ૩૮ | ૫૨ | ૧ | ૪ | ૧૫ | [illegible] |
| ૫ | ૧ | ૧૪ | ૫૫ | ૯ | ૯ | ૨૨ | ૧૨ | ૦ | ૦ | ૨૭ | ૨૩ | ૪૦ | ૧ | ૩ | ૪૭ | [illegible] |
| ૬ | ૧ | ૧૫ | ૫૩ | ૧૨ | ૧૦ | ૪ | ૫ | ૨૩ | ૦ | ૨૮ | ૯ | ૫૨ | ૧ | ૩ | ૨૪ | [illegible] |
| ૭ | ૧ | ૧૬ | ૫૧ | ૧૨ | ૧૦ | ૧૬ | ૬ | ૯ | ૦ | ૨૮ | ૫૪ | ૫૨ | ૧ | ૩ | ૩ | [illegible] |
| ૮ | ૧ | ૧૭ | ૪૯ | ૧૨ | ૧૦ | ૨૮ | ૧૬ | ૪૨ | ૦ | ૨૯ | ૩૯ | ૫૨ | ૧ | ૨ | ૪૭ | [illegible] |
| ૯ | ૧ | ૧૮ | ૪૭ | ૯ | ૧૧ | ૧૦ | ૪૩ | ૧૫ | ૧ | ૦ | ૨૪ | ૫૨ | ૧ | ૨ | ૩૫ | [illegible] |
| ૧૦ | ૧ | ૧૯ | ૪૫ | ૭ | ૧૧ | ૨૩ | ૪૩ | ૩૩ | ૧ | ૧ | ૯ | ૫૨ | ૧ | ૨ | ૨૮ | [illegible] |
| ૧૧ | ૧ | ૨૦ | ૪૩ | ૨ | ૦ | ૬ | ૪૨ | ૫૪ | ૧ | ૧ | ૫૪ | ૫૨ | ૧ | ૨ | ૨૭ | [illegible] |
| ૧૨ | ૧ | ૨૧ | ૪૦ | ૫૬ | ૦ | ૨૦ | ૨૧ | ૩૮ | ૧ | ૨ | ૫૦ | ૪ | ૧ | ૨ | ૨૮ | [illegible] |
| ૧૩ | ૧ | ૨૨ | ૩૮ | ૫૦ | ૧ | ૪ | ૨૭ | ૧૦ | ૧ | ૩ | ૨૩ | ૫૨ | ૧ | ૨ | ૩૪ | [illegible] |
| ૧૪ | ૧ | ૨૩ | ૩૬ | ૪૧ | ૧ | ૧૮ | ૫૫ | ૫૬ | ૧ | ૪ | ૮ | ૫૨ | ૧ | ૨ | ૪૬ | [illegible] |
| ૧૫ | ૧ | ૨૪ | ૩૪ | ૩૧ | ૨ | ૩ | ૪૨ | ૧૮ | ૧ | ૪ | ૫૩ | ૫૨ | ૧ | ૩ | ૧ | [illegible] |
| ૧૬ | ૧ | ૨૫ | ૩૨ | ૨૦ | ૨ | ૧૮ | ૩૮ | ૨૦ | ૧ | ૫ | ૩૯ | ૪ | ૧ | ૩ | ૨૨ | ૫૨ |
| ૧૭ | ૧ | ૨૬ | ૩૦ | ૮ | ૩ | ૪ | ૫ | ૨૦ | ૧ | ૬ | ૨૨ | ૫૨ | ૧ | ૩ | ૪૬ | ૫૫ |
| ૧૮ | ૧ | ૨૭ | ૨૭ | ૫૩ | ૩ | ૧૮ | ૨૪ | ૩૫ | ૧ | ૭ | ૮ | ૪ | ૧ | ૪ | ૧૬ | ૧૮ |
| ૧૯ | ૧ | ૨૮ | ૨૬ | ૩૭ | ૪ | ૨ | ૫૮ | ૨૬ | ૧ | ૭ | ૫૧ | ૫૨ | ૧ | ૪ | ૪૮ | ૧૭ |
| ૨૦ | ૧ | ૨૯ | ૨૩ | ૨૦ | ૪ | ૧૭ | ૧૩ | ૪૧ | ૧ | ૮ | ૩૭ | ૪ | ૧ | ૫ | ૨૪ | ૨૯ |
| ૨૧ | ૨ | ૦ | ૨૧ | ૦ | ૫ | ૧ | ૭ | ૪૫ | ૧ | ૯ | ૨૧ | ૪ | ૧ | ૬ | ૬ | ૫૨ |
| ૨૨ | ૨ | ૧ | ૧૮ | ૩૯ | ૫ | ૧૪ | ૪૧ | ૨૪ | ૧ | ૧૦ | ૪ | ૫૨ | ૧ | ૬ | ૫૧ | ૩ |
| ૨૩ | ૨ | ૨ | ૧૬ | ૧૭ | ૫ | ૨૭ | ૫૬ | ૫૦ | ૧ | ૧૦ | ૫૦ | ૪ | ૧ | ૭ | ૩૯ | ૨૭ |
| ૨૪ | ૨ | ૩ | ૧૩ | ૫૩ | ૬ | ૧૦ | ૫૪ | ૧૬ | ૧ | ૧૧ | ૩૪ | ૪ | ૧ | ૮ | ૩૦ | ૩૮ |
| ૨૫ | ૨ | ૪ | ૧૧ | ૨૮ | ૬ | ૨૩ | ૩૯ | ૪૨ | ૧ | ૧૨ | ૧૮ | ૪ | ૧ | ૯ | ૨૬ | ૨ |
| ૨૬ | ૨ | ૫ | ૯ | ૨ | ૭ | ૬ | ૧૨ | ૩૨ | ૧ | ૧૩ | ૨ | ૪ | ૧ | ૧૦ | ૨૪ | ૩૭ |
| ૨૭ | ૨ | ૬ | ૬ | ૩૩ | ૭ | ૧૮ | ૩૬ | ૨૧ | ૧ | ૧૩ | ૪૬ | ૪ | ૧ | ૧૧ | ૨૫ | ૩૦ |
| ૨૮ | ૨ | ૭ | ૪ | ૪ | ૮ | ૦ | ૫૦ | ૪૭ | ૧ | ૧૪ | ૩૦ | ૪ | ૧ | ૧૨ | ૩૧ | ૩૨ |
| ૨૯ | ૨ | ૮ | ૧ | ૩૪ | ૮ | ૧૨ | ૫૮ | ૦ | ૧ | ૧૫ | ૧૪ | ૪ | ૧ | ૧૩ | ૩૮ | ૨૪ |
| ૩૦ | ૨ | ૮ | ૫૯ | ૨ | ૮ | ૨૪ | ૫૯ | ૦ | ૧ | ૧૫ | ૫૮ | ૪ | ૧ | ૧૪ | ૪૯ | ૫૯ |
| ૩૧ | ૨ | ૯ | ૫૬ | ૩૧ | ૯ | ૬ | ૫૮ | ૩૭ | ૧ | ૧૬ | ૪૨ | ૪ | ૧ | ૧૬ | ૩ | ૧૧ |

# મુંબઈ રેખાંશનાસંબંધી કરેલા સાયન સ્પષ્ટ ગ્રહ.

* અયનાંશ અં ૧૮—ક. ૧૬—વિ. ૧૫.

| ગુરૂ. | | | | શુક્ર. | | | | શનિ. | | | | રાહુ. | | | | કેતુ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | અં. | ક. | વિ. | રા | અં. | ક. | વિ | રા. | અં. | ક. | વિ | રા. | અં. | ક. | વિ | રા. | અં. | ક. | વિ |
| ૪ | ૨૫ | ૫૮ | ૩૫ | ૧ | ૧૦ | ૮ | ૫૯ | ૨ | ૨૧ | ૪૭ | ૩૪ | ૬ | ૨ | ૫૧ | ૩૬ | ૦ | ૨ | ૫૧ | ૩૬ |
| ૪ | ૨૬ | ૦ | ૩૫ | ૧ | ૧૧ | ૨૨ | ૫૯ | ૨ | ૨૧ | ૫૪ | ૪૭ | ૬ | ૨ | ૪૮ | ૩૬ | ૦ | ૨ | ૪૮ | ૩૬ |
| ૪ | ૨૬ | ૨ | ૩૫ | ૧ | ૧૨ | ૩૬ | ૫૯ | ૨ | ૨૨ | ૦ | ૩૪ | ૬ | ૨ | ૪૫ | ૩૬ | ૦ | ૨ | ૪૫ | ૩૬ |
| ૪ | ૨૬ | ૪ | ૩૫ | ૧ | ૧૩ | ૫૦ | ૫૯ | ૨ | ૨૨ | ૭ | ૩૪ | ૬ | ૨ | ૪૨ | ૩૬ | ૦ | ૨ | ૪૨ | ૩૬ |
| ૪ | ૨૬ | ૬ | ૨૩ | ૧ | ૧૫ | ૪ | ૫૯ | ૨ | ૨૨ | ૧૪ | ૩૪ | ૬ | ૨ | ૩૯ | ૪૮ | ૦ | ૨ | ૩૯ | ૪૮ |
| ૪ | ૨૬ | ૯ | ૨૩ | ૧ | ૧૬ | ૧૮ | ૫૯ | ૨ | ૨૨ | ૨૧ | ૪૭ | ૬ | ૨ | ૩૫ | ૩૬ | ૦ | ૨ | ૩૫ | ૩૬ |
| ૪ | ૨૬ | ૧૨ | ૩૫ | ૧ | ૧૭ | ૩૨ | ૫૯ | ૨ | ૨૨ | ૨૭ | ૩૪ | ૬ | ૨ | ૩૨ | ૩૬ | ૩ | ૨ | ૩૨ | ૩૬ |
| ૪ | ૨૬ | ૧૪ | ૨૩ | ૧ | ૧૮ | ૪૬ | ૫૯ | ૨ | ૨૨ | ૩૪ | ૩૪ | ૬ | ૨ | ૨૯ | ૩૬ | ૦ | ૨ | ૨૯ | ૩૬ |
| ૪ | ૨૬ | ૧૭ | ૧૧ | ૧ | ૨૦ | ૦ | ૫૯ | ૨ | ૨૨ | ૪૨ | ૩૪ | ૬ | ૨ | ૨૬ | ૩૬ | ૦ | ૨ | ૨૧ | ૩૬ |
| ૪ | ૨૬ | ૨૧ | ૨૩ | ૧ | ૨૧ | ૧૫ | ૧૧ | ૨ | ૨૨ | ૪૮ | ૩૪ | ૬ | ૨ | ૨૩ | ૩૬ | ૦ | ૨ | ૨૩ | ૩૬ |
| ૪ | ૨૬ | ૨૪ | ૧૧ | ૧ | ૨૨ | ૨૭ | ૫૯ | ૨ | ૨૨ | ૫૫ | ૩૪ | ૬ | ૨ | ૨૦ | ૪૮ | ૦ | ૨ | ૨૦ | ૪૮ |
| ૪ | ૨૬ | ૨૮ | ૧૧ | ૧ | ૨૩ | ૪૧ | ૫૯ | ૨ | ૨૨ | ૨ | ૩૪ | ૬ | ૨ | ૧૬ | ૩૬ | ૦ | ૨ | ૧૬ | ૩૬ |
| ૪ | ૨૬ | ૩૨ | ૨૩ | ૧ | ૨૪ | ૫૫ | ૫૯ | ૨ | ૨૩ | ૯ | ૩૪ | ૬ | ૨ | ૧૩ | ૩૬ | ૦ | ૨ | ૧૩ | ૩૬ |
| ૪ | ૨૬ | ૩૪ | ૫૯ | ૧ | ૨૬ | ૯ | ૫૯ | ૨ | ૨૩ | ૧૬ | ૨૨ | ૬ | ૨ | ૧૦ | ૩૬ | ૦ | ૨ | ૧૦ | ૩૬ |
| ૪ | ૨૬ | ૪૦ | ૧૧ | ૧ | ૨૭ | ૨૩ | ૫૯ | ૨ | ૨૩ | ૨૪ | ૩૪ | ૬ | ૨ | ૭ | ૪૮ | ૦ | ૨ | ૭ | ૪૮ |
| ૪ | ૨૬ | ૪૪ | ૧૧ | ૧ | ૨૮ | ૩૭ | ૫૯ | ૨ | ૨૩ | ૩૧ | ૩૪ | ૬ | ૨ | ૩ | ૩૬ | ૦ | ૨ | ૩ | ૩૬ |
| ૪ | ૨૬ | ૪૭ | ૫૯ | ૧ | ૨૯ | ૫૨ | ૧૧ | ૨ | ૨૩ | ૩૮ | ૩૪ | ૬ | ૨ | ૦ | ૩૬ | ૦ | ૨ | ૦ | ૩૬ |
| ૪ | ૨૬ | ૫૩ | ૧૧ | ૨ | ૧ | ૪ | ૫૯ | ૨ | ૨૩ | ૪૫ | ૨૨ | ૬ | ૧ | ૫૭ | ૩૬ | ૦ | ૧ | ૫૭ | ૩૬ |
| ૪ | ૨૬ | ૫૬ | ૫૯ | ૨ | ૨ | ૧૮ | ૫૯ | ૨ | ૨૩ | ૫૩ | ૩૪ | ૬ | ૧ | ૫૪ | ૪૮ | ૦ | ૧ | ૫૪ | ૪૮ |
| ૪ | ૨૭ | ૧ | ૫૯ | ૨ | ૩ | ૩૨ | ૫૯ | ૨ | ૨૪ | ૦ | ૩૪ | ૬ | ૧ | ૫૦ | ૩૬ | ૦ | ૧ | ૫૦ | ૩૬ |
| ૪ | ૨૭ | ૬ | ૪૭ | ૨ | ૪ | ૪૬ | ૫૯ | ૨ | ૨૪ | ૭ | ૨૨ | ૬ | ૧ | ૪૭ | ૩૬ | ૦ | ૧ | ૪૭ | ૩૬ |
| ૪ | ૨૭ | ૧૨ | ૫૯ | ૨ | ૬ | ૧ | ૧૧ | ૨ | ૨૪ | ૧૫ | ૩૪ | ૬ | ૧ | ૪૪ | ૩૬ | ૦ | ૧ | ૪૪ | ૩૬ |
| ૪ | ૨૭ | ૧૭ | ૫૯ | ૨ | ૭ | ૧૩ | ૫૯ | ૨ | ૨૪ | ૨૨ | ૨૨ | ૬ | ૧ | ૪૧ | ૩૬ | ૦ | ૧ | ૪૧ | ૩૬ |
| ૪ | ૨૭ | ૨૨ | ૪૭ | ૨ | ૮ | ૨૭ | ૫૯ | ૨ | ૨૪ | ૩૦ | ૩૪ | ૬ | ૧ | ૩૮ | ૩૬ | ૦ | ૧ | ૩૮ | ૩૬ |
| ૪ | ૨૭ | ૨૮ | ૪૭ | ૨ | ૯ | ૪૧ | ૫૯ | ૨ | ૨૪ | ૩૭ | ૨૨ | ૬ | ૧ | ૩૫ | ૩૬ | ૦ | ૧ | ૩૫ | ૩૬ |
| ૪ | ૨૭ | ૩૪ | ૪૭ | ૨ | ૧૦ | ૫૬ | ૧૧ | ૨ | ૨૪ | ૪૫ | ૩૪ | ૬ | ૧ | ૩૨ | ૩૬ | ૦ | ૧ | ૩૨ | ૩૬ |
| ૪ | ૨૭ | ૪૦ | ૪૭ | ૨ | ૧૨ | ૮ | ૫૯ | ૨ | ૨૪ | ૫૨ | ૨૨ | ૬ | ૧ | ૨૯ | ૩૬ | ૦ | ૧ | ૨૯ | ૩૬ |
| ૪ | ૨૭ | ૪૬ | ૪૭ | ૨ | ૧૩ | ૨૨ | ૫૯ | ૨ | ૨૫ | ૦ | ૩૪ | ૬ | ૧ | ૨૬ | ૩૬ | ૦ | ૧ | ૨૬ | ૩૬ |
| ૪ | ૨૭ | ૫૨ | ૪૭ | ૨ | ૧૪ | ૩૬ | ૫૯ | ૨ | ૨૫ | ૭ | ૨૨ | ૬ | ૧ | ૨૩ | ૪૮ | ૦ | ૧ | ૨૩ | ૪૮ |
| ૪ | ૨૭ | ૫૮ | ૩૪ | ૨ | ૧૫ | ૫૧ | ૧૧ | ૨ | ૨૫ | ૧૫ | ૨૨ | ૬ | ૧ | ૧૯ | ૩૬ | ૦ | ૧ | ૧૯ | ૩૬ |
| ૪ | ૨૮ | ૫ | ૩૪ | ૨ | ૧૭ | ૩ | ૫૯ | ૨ | ૨૫ | ૨૩ | ૩૪ | ૬ | ૧ | ૧૬ | ૩૬ | ૦ | ૧ | ૧૬ | ૩૬ |

પછું ભાદરું અને આઠમું એમાં આવેલા સાયન સ્પષ્ટ ગ્રહમાંથી અયનાંશ

૧૮ અંશ ૧૬ કળા ૧૫ વિકળા ઓછા કરીએ એટલે કુંડળીગત નિરયણ સ્પષ્ટ ગ્ર

થાયછે. ઉદાહરણ, તારીખ ૨૮ મીએ મંગળ ૧ રાશ ૧૪ અંશ ૩૦ ક. ૪ વિ. છે.

એમાંથી અયનાંશ ૧૮ અંશ ૧૬ કળા ૧૫ વિકળા ઓછી કરી. બાકી રા. ૦ અં.

૨૬ કળા ૧૩ વિ. ૪૯ એ પારા ભાગનો સાયન સ્પષ્ટ મંગળ થયો. એમ બીજા

ગ્રહ નિરયણ કરવા.

## પુસ્તકની કિંમત.

| | રૂ. | આ. |
|---|---|---|
| એક વર્ષના અગાઉ ટપાલ ખર્ચસાથે, ત્રણ રૂપિઆ છ આના........ | ૩ | ૬ |
| પાછળથી ........ | ૪ | ૮ |
| દરેક અંકને........ | ૦ | ૬ |

---

## ચેતવણી.

કેટલાએક વર્ગણીદાર સાહેબો તરફથી કાગળો આવેછે તેમાં તેમનાં નામ તથા પત્તા બરાબર સમજતાં નથી તથા મેહેરબાની કરીને, નામ તથા પત્તા ખુલા તથા બરાબર રીતે લખી મોકલવા તસદી લેશો એટલે અંક મોકલવા ઠીક પડશે.

નારાયણ ગોવિંદરાવ કડલક,

પુના, રાસ્તાની પેઠ, પુતળીના તાબુત પાસે

ઘર નંબર ૨૦૩.

## હવે ઉત્તમઅધમ કંબૂલયોગનું ઉદાહરણ કહુંછું.

કોઈએ આવીને એવો સવાલ કીધો કે, મને સ્ત્રી મળશે કે નહીં? તે સવાલ વખતે તુલા લગ્ન છે. ને તુલા લગ્નનો અધિપતિ શુક્ર એ કન્યારાશિને છતાં ૧૦ અંશ થએલો છે. અને સ્ત્રીભવનનો અધિપતિ મંગળ, એ નીચ રાશિ કર્કને છે, ને તેના ૧૫ અંશ થએલા છે. અને ચંદ્ર કર્કરાશીને પોતાના ઘેરમાં છતાં ૧૨ અંશ થએલો છે. હવે કાર્યાધિપતિ મંગળ એ મંદગતિ છે, ને લગ્નાધિપતિ શુક્ર એ શીઘ્રગતિગ્રહ છે, ને તેના મંગળ કરતાં અંશ ઓછા છે, તેથી તે બેઉનો મુથશીલયોગ થએલો છે, ને ચંદ્ર એ તે બેઉમાંના કાર્યસ્થાનના અધિપતિસાથે મુથશીલયોગ કરેછે, સબબ એ ઉત્તમઅધમ કંબૂલયોગ થયો છે. કારણ ચંદ્રને ઉત્તમ અધિકાર મળયો છે, ને મંગળ અને શુક્ર એ નીચ ઘેરમાં જવાને લીધે અધમ અધિકાર મળેલો છે. એ યોગનું ફળ એવું છે કે, સવાલ કરનારને સ્ત્રી ઘણી મેહનતે મળશે.

### ઉત્તમઅધમ કંબૂલયોગ કુંડલી.




## હવે મધ્યમઉત્તમ કંબૂલયોગનું લક્ષણ કહુંછું.

કાર્યાધિપતિ ને તનુભવનનો[1] અધિપતિ[2] એ બેઉ પોતાના ઘેરના અથવા પોતે ઉચ્ચ સ્થાનમાં ગએલા છતાં, તે બેઉનો એક બીજા સાથે મુથશીલયોગ હશે તો, અને પોતાના હદ્દાદિમાં ગએલો ચંદ્ર છતાં, તે કાર્યાધિપતિની સાથે કે લગ્નાધિપતિની સાથે મુથશીલયોગ કરતો હશે તો મધ્યમઉત્તમ કંબૂલયોગ થાયછે. હવે ચંદ્ર પોતાના હદ્દાદિમાં ગએલો જોઇએ એવું કહ્યું, પણ હદ્દમાં ચંદ્રને હદ્દ અધિકાર નથી; કારણ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એઓનેજ હદ્દાધિપતિનો અધિકાર છે. ત્યારે આદિ શબ્દથી પોતાના દ્રેષ્કાણમાં અથવા પોતાના નવાંશ એ ઠેકાણામાં ચંદ્ર હોવો જોઇએ. અને

૧ પેહેલું ઘેર. ૨ પેહેલા ઘેરનો અધિપતિ.

એવો ચંદ્ર કાર્યસ્થાનના અધિપતિસાથે અથવા લગ્નેશસાથે મુથશીલયોગ કરતો હોય તો, મધ્યમઉત્તમ કંબૂલયોગ થાયછે.

## મધ્યમઉત્તમ કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવી એવો સવાલ કીધો કે, મને સ્ત્રી, મળશે કે નહીં? એ સવાલ વખતે તુલા લગ્ન છે, ને તે તુલા લગ્નનો અધિપતિ શુક્ર; એ તનુભવનમાં છતાં તેના ૨૪ અંશ થએલા છે. ને જાયાભવન મેષ છે, તેનો અધિપતિ મંગળ, એપણ પોતાના ઘેરનો જાયાભવનમાંજ છે, ને તેના ૨૮ અંશ થએલા છે, ને ચંદ્ર મકરરાશીને છે, ને તેના અંશ ૨૨ છે; ને તે પોતાના નવાંશમાં છે. હવે કાર્યાધિપતિ મંગળ, મંદગતિ-ગ્રહ છે. ને તનુભવનનો અધિપતિ શુક્ર એ શીઘ્રગતિ છે, ને તેના મંદગતિગ્રહથી ઓછા ભાગ છે તેથી એ ઇત્થશાલયોગ છે, ને કાર્યેશ ને લગ્નેશ એ દરેક સાથે મુથશીલયોગ પોતાના નવાંશમાં રહેલો ચંદ્ર કરેછે કરીને એ મધ્યમઉત્તમ કંબૂલયોગ થયો. હવે એ યોગનું ફળ, સ્ત્રી મળવાવિષે સવાલ કરનારને સ્ત્રી લાભ થશે એમ સમજવું.

### મધ્યમઉત્તમ કંબૂલયોગ કુંડલી.




## હવે મધ્યમમધ્યમ કંબૂલયોગનું લક્ષણ કહુંછું.

પોતાના ઘરને અથવા પોતાના દ્રેષ્કાણમાં, કે પોતાના નવાંશમાં કાર્યાધિપતિ અને તનુભવનનો અધિપતિ એ બેઉ છતાં, તેઓનો મુથશીલયોગ હશે તો, અને ચંદ્ર પો-તાના દ્રેષ્કાણમાં કે પોતાના નવાંશમાં છતાં, કાર્યાધિપતિ અથવા તનુભવનના અધિપતિ સાથે મુથશીલયોગ કરતો હશે તો, મધ્યમમધ્યમ કંબૂલયોગ થાયછે, કારણ ચંદ્રને મધ્યમ અધિકાર મળ્યો છે, ને કાર્યેશ ને લગ્નેશ એઓને પણ મધ્યમ અધિકાર મ-ળ્યો છે.

---

૧ પેહેલા ઘેરનો અધિપતિ.

## મધ્યમમધ્યમ કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવીને એવો સવાલ કીધો કે, મને છોકરાં થશે કે નહીં? તે સવાલ વખતે મિથુન લગ્ન છે, ને તે મિથુન લગ્નનો અધિપતિ બુધ તુલારાશીને ૮ અંશ થએલો છે, ને તે પોતાની હદનો છે, અને પુત્રભવનનો અધિપતિ શુક્ર, એ મિથુનરાશીને તનુભવનમાં પડેલો છે, ને તેના ૭ અંશ થએલા છે; ને તે પોતાના હદનો છે, અને ચંદ્ર કર્કરાશીને છતાં ૨ અંશ છે, ને પોતાના દ્રેષ્કાણમાં છે, ને પોતાના નવાંશનોપણ છે. હવે કાર્યાધિપતિ શીઘ્રગતિગ્રહ છતાં, મંદગતિગ્રહથી થોડા અંશ થવાને લીધે ઇત્થશાલયોગ થએલો છે, ને તે બેઉસાથે ચંદ્ર મુથશીલયોગ કરેછે, કરીને એ મધ્યમ-મધ્યમ કંબૂલયોગ થયો, હવે એ યોગનું ફળ એવું છે કે, સવાલ કરનારને છોકરાનો લાભ પરમેશ્વરની પ્રાર્થના કીધાથી થશે.

### મધ્યમમધ્યમ કંબૂલયોગ કુંડલી.




## મધ્યમ (મધ્યમસમ) કંબૂલયોગનું લક્ષણ.

કાર્યાધિપતિ ને લગ્નાધિપતિ એ બેઉ પોતાના ઘેરમાં, પોતે ઉચ્ચીના, પોતાના દ્રેષ્કાણમાં, પોતાના હદમાં, પોતાના નવાંશમાં, પોતાના શત્રૂ ઘેરમાં, અથવા પોતે નીચ ઘેરમાં નહીં છતાં, તેઓનો મુથશીલયોગ હશે તો, અને ચંદ્ર પોતાના દ્રેષ્કાણમાં અથવા પોતાના નવાંશમાં છતાં, કાર્યેશ અથવા લગ્નેશનીસાથે મુથશીલયોગ કરતો હશે તો, મધ્યમસમ (મધ્યમ) કંબૂલયોગ થાયછે. કારણ ચંદ્રને મધ્યમ અધિકાર મળેલો છે, ને કાર્યાધિપતિ ને લગ્નાધિપતિ એઓને સમઅધિકાર[1] મળેલો છે.

## મધ્યમ (મધ્યમસમ) કંબલયોગનું ઉદાહરણ.

કોઇએ આવી એવો સવાલ કીધો કે, મને છોકરો થશે કે નહીં? એ સવાલ

---

[1] પાંચમું ઘેર.

વખતે વરખ લગ્ન છે. તે વરખ લગ્નનો અધિપતિ શુક્ર છતાં, ને મકરરાશીને છે, ને તેના ૪ ચાર અંશ છતાં તે સમગ્રહના હદીનો છે. ને પુત્ર ભવનનો અધિપતિ બુધ તુલારાશીને ૫ અંશ થએલો છે, ને સમહદીનો છે. ચંદ્ર કર્કરાશીને ૩ અંશ થઈને તે પોતાના દ્રેષ્કાણમાં છે. હવે કાર્યાધિપતિ, ને લગ્નાધિપતિનો ઇત્થશાલયોગ થયો છે. ને સર્વમાં શીઘ્રગતિગ્રહ ચંદ્ર, એ તે કાર્યેશ ને તનુભવનના અધિપતિસાથે મુથશીલયોગ કરેછે, સબબ એ મધ્યમ (મધ્યમસમ) કંબૂલયોગ થયો. એ યોગનું ફળ સવાલ કરનારને પુત્ર લાભ પરમેશ્વરની ઘણીજ પ્રાર્થના કીધાથી થશે.

## મધ્યમસમ કંબલયોગ કુંડલી.




## હવે મધ્યમઅધમ કંબલયોગનું લક્ષણ કહુંછું.

કાર્યાધિપતિ અને તનુભવનનો અધિપતિ એ બેઉ પોતે નીચ ઘેરના અથવા પોતાના શત્રૂના ઘેરના છતાં, તેઓનો ઇત્થશાલયોગ હશે તો, અને પોતાના દ્રેષ્કાણમાં અથવા પોતાના નવાંશમાં રહેલો ચંદ્ર કાર્યાધિપતિ અથવા તનુભવનના અધિપતિસાથે મુથશીલયોગ કરતો હશે તો, મધ્યમઅધમ કંબુલયોગ થાયછે કારણ ચંદ્રને મધ્યમ અધિકાર મળેલો છે, અને કાર્યસ્થાનનો અધિપતિ અને તનુભવનનો અધિપતિ એ બેઉને અધમ અધિકાર મળેલો છે.

## મધ્યમઅધમ કંબલયોગનું ઉદાહરણ.

કોઈ આદમીને એવો સવાલ કીધો કે, ભાગ્ય નશીબનો ઉદય થશે કે નહીં? એ પ્રશ્ન વખતે મેષ લગ્ન છે. હવે એ મેષ લગ્નનો અધિપતિ મંગળ, એ પોતાનું જે નીચ ઘેર કર્ક, એ ઠેકાણે છે, ને તેના ૧૦ અંશ થએલા છે, અને ભાગ્યભવનનો અધિપતિ ગુરુ એપણ પોતાનું નીચ ઘેર જે મકર તે ઠેકાણે છે. ને તેના અંશ ૧૫ થએલા છે. ચંદ્ર કર્કરાશીને પોતાના દ્રેષ્કાણમાં છે, ને તેના ૮ અંશ થએલા છે. હવે

૧ નવુ ઘેર.

કાર્યાધિપતિ ગુરૂ, એ મંદગતિ ગ્રહ છે, ને લગ્નાધિપતિ મંગળ, શીઘ્રગતિ ગ્રહ છતાં મંદગતિ ગ્રહના અંશથી ૫ પાંચ અંશ ઓછા થવાને લીધે, કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એઓનો મુથશીલયોગ થયો. તે બેઉ કરતાં શીઘ્રગતિ ગ્રહ જે ચંદ્ર તે પોતાના દ્રેષ્કાણમાં છતાં, કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એઓની સાથે મુથશીલયોગ કરેછે, કરીને એ મધ્યમઅધમ કંબૂલયોગ થયો. કારણ કાર્યાધિપતિ ગુરૂ અને લગ્નાધિપતિ મંગળ એઓ અધમ અધિકારી છે, અને ચંદ્ર એ પોતાના દ્રેષ્કાણમાં મધ્યમ અધિકારી છે. હવે એ યોગનું ફળ એવું છે, કે, સવાલ કરનારના નસીબનો ઉદય મહેનતથી થશે.

### મધ્યમઅધમ કંબૂલયોગ કુંડલી.




## હવે ઉત્તમ (સમઉત્તમ) કંબૂલયોગનું લક્ષણ કહું છું.

પોતાનું ઘેર, પોતે ઉચ્ચીનો, પોતાનું દ્રેષ્કાણ, પોતાનું નવાંશ, પોતાનું નીચ સ્થાન, અને પોતાનું શત્રૂ ઘેર એ જે અધિકાર એમાંથી કોઇપણ અધિકાર ચંદ્રને નહીં છતાં, તનુભવનનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ પોતાની રાશીમાં અથવા પોતાના ઉચ્ચ રાશીને છતાં, તે બેઉ એક બીજાસાથે મુથશીલયોગ કરતા હશે તો, અને ચંદ્ર બેઉમાંથી એકની સાથે મુથશીલયોગ કરતો હશે તો ઉત્તમ (સમઉત્તમ) કંબૂલયોગ થાયછે. કારણ, ચંદ્રને અધિકાર નથી, ને કાર્યેશ અને લગ્નેશ એઓને ઉત્તમ અધિકાર મળેલો છે.

### ઉત્તમ (સમઉત્તમ) કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવી એવો સવાલ કીધો કે, મને ધનલાભ થશે કે નહીં? એ સવાલ વખતે તૂલા લગ્ન છે, એ તૂલા લગ્નનો અધિપતિ શુક્ર એ તનુભવનમાંજ[1] પડેલો છે. અને ધનભવનનો અધિપતિ મંગળ, એ પોતાનું ઉચ્ચ સ્થાન જે મકર એ ઠેકાણે છે.

---

[1] બીજું ઘેર.

અને ચંદ્ર સમદ્રેષ્કાણમાં છતાં મિથુનરાશિને છે. હવે કાર્યાધિપતિ ને લગ્નાધિપતિ એમાં શીઘ્રગતિગ્રહ શુક્ર છતાં તેના પ-પાંચ અંશ થએલા છે, ને મંદગતિગ્રહ જે મંગળ તેના ૧૩ અંશ થએલા છે, કરીને એ મુથશીલયોગ થએલો છે, અને સમ દ્રેષ્કાણમાં ચંદ્ર ૧૦ અંશ છે, કરીને કાર્યાધિપતિસાથે તેનો મુથશીલયોગ થયો; સબબ એ ઉત્તમ કંબૂલયોગ થએલો છે. એનું ફળ એવું છે કે સવાલ કરનારને ધનલાભ સારી રીતે થશે.

## સમઉત્તમ કંબૂલયોગ કુંડલી.

૮, ૭, ૬, ૯, શુક્ર ૫, ૫, ૧૦, મં. ૧૩, ૪, ૩, ૧૧, ૧, ચં. ૧૦, ૧૨, ૨

## હવે મધ્યમ (સમમધ્યમ) કંબૂલયોગનું લક્ષણ કહું છું.

પોતાના હદ્દને, પોતાના દ્રેષ્કાણને અથવા પોતાના નવાંશને તનુભવનનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ છતાં, તેઓનો મુથશીલયોગ હશે તો, અને પોતાનું ઘેર, પોતે ઉચ્ચ, પોતાનું દ્રેષ્કાણ, પોતાનું નવાંશ, પોતે નીચ, અને પોતાના શત્રુનું ઘેર એ-માંથી ચંદ્રને કોઇપણ અધિકાર નહીં છતાં, તે કાર્યસ્થાનના અધિપતિ અથવા તનુભ-વનના અધિપતિસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો, એવા યોગને મધ્યમ (સમમધ્યમ) કંબૂલયોગ કહેછે. કારણ, ચંદ્ર અધિકાર વગરનો છે, કાર્યેશ અને લગ્નેશ એઓને મધ્યમ અધિકાર મળેલો છે.

## મધ્યમ (સમમધ્યમ) કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવીને એવો સવાલ કીધો કે, મને ધન મળશે કે નહીં? એ સવાલ વખતે તૂલા લગ્ન છે. એ તૂલા લગ્નનો અધિપતિ શુક્ર એ સિંહરાશિને છે, ને તેના દસ અંશ થએલા છતાં, પોતાના હદ્દનો છે, હવે બીજા સ્થાનનો અધિપતિ મંગળ એ ધનરાશીને છતાં, તેના ૧૧ અંશ થએલા છે, ને તે પોતાના હદ્દનો છે. ચંદ્ર મિથુનરા-શિને છતાં ૧૦ અંશ થએલો છે, અને તે મધ્યમ દ્રેષ્કાણમાં છે. હવે કાર્યાધિપતિ

ને લગ્નાધિપતિનો મુથશીલયોગ થયો છે, ને તે બેઉસાથે મધ્યમ દ્રેષ્કાણમાંનો ચંદ્ર મુથશીલયોગ કરેછે, તેથી એ મધ્યમ કંબૂલયોગ થયો. હવે એ થએલા યોગનું ફળ એવું છે કે, સવાલ કરનારને પૈસો મધ્યમરીતે મળશે.

સમમધ્યમ કંબૂલયોગ કુંડલી.




## હવે મધ્યમમધ્યમ (સમસમ) કંબૂલયોગનું લક્ષણ કહુંછું.

લગ્નાધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉ પોતાના ઘેરના, પોતે ઉચ્ચ ઘેરનો, પોતાના હદના, પોતાના દ્રેષ્કાણના, પોતાના નવાંશમાં, પોતે નીચ સ્થાનના અને પોતે શત્રૂ ઘેરના એવા અધિકાર વગર છતાં, તેઓનો મુથશીલયોગ હશે તો, અને સમઅધિકારી થએલો ચંદ્ર, કાર્યાધિપતિ અથવા તનુભવનના અધિપતિ સાથે મુથશીલયોગ કરતો હશે તો, મધ્યમમધ્યમ (સમસમ) કંબૂલયોગ થાયછે. કારણ, ચંદ્રને સમઅધિકાર મળેલો છે, લગ્નેશ અને કાર્યેશ એઓને પણ સમઅધિકાર મળેલો છે.

## મધ્યમમધ્યમ (સમસમ) કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવી એવો સવાલ કીધો કે, મને દોલત મળશે કે નહીં? એ સવાલ વખતે મેષ લગ્ન છે. એ મેષ લગ્નનો અધિપતિ મંગળ એ સિંહરાશિને છતાં ૧૦ દસ અંશ થએલો છે. હવે બીજા સ્થાનનો અધિપતિ શુક્ર એ કુંભરાશિને છતાં દસ ૧૦ અંશ છે, ને ચંદ્ર તુલારાશિને ૧૦ અંશ થએલો છે. હવે શુક્ર એ કાર્યસ્થાનનો અધિપતિ છતાં શીઘ્રગતિ છે, ને મંગળ એ તનુભવનનો અધિપતિ છતાં મંદગતિ છે, ને તે બેઉનો એક બીજાસાથે મુથશીલયોગ થએલો છે. ચંદ્ર એ કાર્યાધિપતિ ને તનુભવનના અધિપતિસાથે મુથશીલયોગ કરેછે, કરીને એ મધ્યમમધ્યમ કંબૂલયોગ થયો. કારણ, ચંદ્રને સમઅધિકાર મળેલો છે, અને લગ્નેશ ને કાર્યેશ એઓનેપણ સમઅ-

ધિકાર મળેલા છે. એ થએલા યોગનું ફળ એવું છે કે, સવાલ કરનારને ધનલાભ અધમ રીતે થશે.

## સમસમ કંબૂલયોગ કુંડલી.




## હવે અધમ (સમઅધમ) કંબલયોગનું લક્ષણ કહુંછું.

હવે કાર્યાધિપતિ પોતાની નીચ રાશીમાં ગએલા હશે, અથવા પોતાના શત્રૂની રાશીમાં ગએલા છતાં; તનુભવનનો અધિપતિ પોતાના શત્રૂ ઘેરમાં અથવા પોતાના નીચ ઘેરમાં હશે તો, અને તે બેઉનો મુથશીલયોગ હશે તો, અને ચંદ્ર પોતાના ઘેરમાં, પોતાના ઉચ્ચા ઘેરમાં, પોતાના દ્રેષ્કાણમાં, પોતાના નવાંશમાં, પોતે નીચ ઘેરમાં અથવા પોતાના શત્રૂ ઘેરમાં નહીં છતાં, તે કાર્યાધિપતિ અથવા પેહેલા ઘેરના અધિપતિસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો, એવા યોગને અધમ (સમઅધમ) કંબૂલયોગ એવું કહેછે. કારણ ચંદ્રને સમઅધિકાર મળેલા છે, ને કાર્યાધિપતિને તનુભવનના અધિપતિ એઓને અધમઅધિકાર મળેલા છે.

## અધમ (સમઅધમ) કંબલયોગનું ઉદાહરણ.

કોઇએ આવીને એવો સવાલ કીધો કે, મને છોકરો થશે કે નહીં? એ સવાલ વખતે મિથુન લગ્ન છે, ને તે મિથુન લગ્નનો અધિપતિ બુધ એ મીનરાશીને છતાં, પાંચ અંશ છે, ને તે પોતાના નીચ ઘેરમાં છે. હવે પુત્રભવનનો અધિપતિ શુક્ર, કર્કરાશીને છતાં તેના ૧૦ દસ અંશ થએલા છે, ને તે શત્રૂના ઘેરમાં છે. ચંદ્ર એ કન્યારાશીને ૩ અંશ થએલો છે. હવે કાર્યાધિપતિ શુક્ર ને તનુભવનનો અધિપતિ બુધ, એઓનો એક બીજાસાથે મુથશીલયોગ થએલો છે, ને તે બેઉસાથે ચંદ્ર મુથશીલયોગ કરેછે, કરીને એ અધમ કંબૂલયોગ થયો. કારણ, બેને અધમઅધિકાર મળેલા છે, ને એકને અધિકાર બીલકૂલ નથી. એનું ફળ એવું છે કે, છોકરાવિષે સવાલ કરનારને પુત્રલાભ ઘણી મેહેનતથી થશે.

સમઅધમ કંબૂલયોગ કુંડલી.




## હવે અધમઉત્તમ કંબૂલયોગનું લક્ષણ કહુંછું.

જો ચંદ્ર પોતાની નીચ રાશિમાં ગએલો, અથવા પોતાની શત્રુની રાશિમાં ગએલો હશે તો, અને કાર્યસ્થાનનો અધિપતિ પોતાના ઘેરનો અથવા પોતે ઉચ્ચસ્થાનનો છતાં, ને તનુભવનનો અધિપતિ તેજપ્રમાણે પોતાના ઘેરમાં ગએલો અથવા પોતાના ઉચ્ચ સ્થાનમાં ગએલો હશે તો, અને કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એઓનો એક બિજાસાથે મુથશીલયોગ છતાં, તે બેઉમાંથી એકસાથે ચંદ્ર ઇત્થશાલયોગ કરતો હશે તો, એવા યોગને અધમઉત્તમ કંબૂલયોગ કહેછે. કારણ ચંદ્રને અધમઅધિકાર મળેલો છે, ને કાર્યાધિપતિ ને તનુભવનના અધિપતિને ઉત્તમ અધિકાર મળેલો છે.

## અધમઉત્તમ કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવી એવો સવાલ કીધો કે મને સુખ થશે કે નહીં? એ સવાલ વખતે સિંહ લગ્ન છે, તેનો સ્વામી સૂરજ, એ પોતાનું ઉચ્ચસ્થાન જે મેષરાશિ એને વિષે છતાં ૧૦ અંશ થએલો છે, સુખભવનનો અધિપતિ જે મંગળ, એ પોતાનું ઉચ્ચસ્થાન જે મકર એને છતાં ૧૨ અંશ થએલો છે. ચંદ્ર વૃશ્ચિકરાશિને પોતાના નીચ ઘેરમાં છતાં તેના ૩ અંશ થએલા છે. હવે કાર્યસ્થાનનો અધિપતિ મંગળ એ મંદગતિગ્રહ છે, અને તનુભવનનો અધિપતિ સૂરજ શીઘ્રગતિગ્રહ છતાં મંદગતિગ્રહના અંશ કરતાં તેના અંશ ઓછા છે, કરીને એ કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એઓના મુથશાલયોગ થએલો છે. અને એ બેઉ કરતાં શીઘ્રગતિગ્રહ જે ચંદ્ર, તે કાર્યેશ ને લગ્નેશસાથે ઇત્થશાલયોગ કરેછે, કરીને એ અધમઉત્તમ કંબૂલયોગ થયો. કારણ, મંગળ અને સૂર્ય એઓને ઉત્તમઅધિકાર મળેલો છે. અને ચંદ્રને, તે નીચ સ્થાનમાં જવાથી અધમઅધિકાર મળેલો છે. હવે એ થએલા યોગનું ફળ એવું છે કે સુખ મળવાવિષે સવાલ કરનારને પહેલાં ઘણુંજ દુઃખ થઇને આગળ સુખ મળશે.

---

૧ ચોથું ઘેર.

## અધમમધ્યમ કંબૂલયોગ કુંડલી.




## હવે અધમ (અધમસમ) કંબૂલયોગનું લક્ષણ કહું છું.

લગ્નાધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉ પોતાના ઘેરમાં, પોતે ઉચ્ચીના, પોતાના દ્રેષ્કાણમાં, પોતાના હદમાં, પોતાના નવાંશમાં, પોતાના શત્રૂ ઘેરમાં અથવા પોતે નીચ ઘેરમાં નહીં છતાં, તેઓનો મુથશીલયોગ થતો હશે તો. અને પોતે નીચ રાશીને અથવા પોતાના શત્રૂ રાશીને ચંદ્ર છતાં તે ચંદ્ર કાર્યાધિપતિ અથવા તનુભવનના અધિપતિસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો એવા યોગને અધમ (અધમસમ) કંબૂલયોગ કહેછે. કારણ ચંદ્રને અધમઅધિકાર મળેલો છે, ને કાર્યાધિપતિ[1] ને લગ્નાધિપતિ[2] એઓને સમઅધિકાર મળેલો છે.

## અધમ (અધમસમ) કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવીને એવો સવાલ કીધો કે, મને રાજ મળશે કે નહીં? એ સવાલ વખતે વરખ લગ્ન છે ને વરખ લગ્નનો અધિપતિ શુક્ર સિંહરાશીને છતાં, ૬ અંશ થએલો છે. ને દસમાં[3] ઘેરનો અધિપતિ શનિ વરખગરાશીને ૧૦ અંશ થએલો છે. ચંદ્ર વૃશ્ચિકરાશીને પોતાના નીચસ્થાનમાં છતાં ૩ અંશ થએલો છે. એ ત્રણ ગ્રહનો એક બીજા સાથે મુથશીલયોગ થએલો છે, કરીને એ અધમ (અધમસમ) કંબૂલયોગ થયો કારણ ચંદ્રને અધમઅધિકાર મળયો. શુક્ર ને શનિ એઓને સમઅધિકાર મળેલો છે. હવે એ થએલા યોગનું ફળ એવું છે કે, રાજ ઘણીજ મેહેનતથી મળશે.

## અધમસમ કંબૂલયોગ કુંડલી.




૧ કાર્યેશ. ૨ લગ્નેશ. ૩ રાજભવન.

## હવે અધમઅધમ કંબૂલયોગનું લક્ષણ કહું છું.

પેહેલા ઘેરનો અધિપતિ પોતાની નીચ રાશિમાં ગએલો અથવા પોતાના શત્રૂના ઘેરમાં ગએલો છતાં, કાર્યસ્થાનનો અધિપતિપણ તેજપ્રમાણે પોતાની નીચ રાશિમાં ગએલો અથવા પોતાના શત્રૂની રાશિમાં ગએલો છતાં, તેઓનો મુથશીલયોગ હશે તો, અને પોતાની નીચ રાશિને અથવા પોતાના શત્રૂ રાશિને રહેલો ચંદ્ર કાર્યસ્થાનના અધિપતિસાથે અથવા તનુભવનના અધિપતિસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો, એવા યોગને અધમઅધમ કંબૂલયોગ એવું કેહેછે. કારણ ચંદ્રને અધમઅધિકાર મળેલો છે; અને તનુભવનનો અધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એઓનેપણ અધમઅધિકાર મળેલો છે.

## અધમઅધમ કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવીને એવો સવાલ કીધો કે, મને પુત્રલાભ થશે કે નહીં? એ સવાલ વખતે ધન લગ્ન છે, ને તે ધન લગ્નનો અધિપતિ ગુરૂ, એ ધનભવનમાં પોતાનું નીચસ્થાન મકરરાશિને છતાં ૧૫ અંશ થએલા છે, અને પુત્રભવનનો અધિપતિ મંગળ એ મૃત્યુભવનમાં[1] પોતાના નીચસ્થાનમાં કર્કરાશિને છે. ને તેના ૧૦ દસ અંશ થએલા છે. ચંદ્ર બારમા[2] ઘેરમાં પોતાનું નીચસ્થાન જે વૃશ્ચિકરાશિ તેને છે, અને તેના આઠ અંશ થએલા છે. હવે કાર્યાધિપતિ ને તનુભવનનો અધિપતિ એ બેઉમાં મંગળ એ જલદ ચાલનારો ગ્રહ છતાં, તેના અંશ મંદગતિગ્રહ જે ગુરૂ, એના અંશથી ઓછા થવાને લીધે, કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એઓનો ઇત્થશાલયોગ થએલો છે, અને તે બેઉસાથે ચંદ્ર મુથશીલયોગ કરેછે, કરીને એ અધમઅધમ કંબૂલયોગ થયો. કારણ ગુરૂ, મંગળ અને ચંદ્ર એઓ પોતાની નીચ રાશીમાં જવાને લીધે, અધમઅધિકાર મળેલા છે. હવે એ થએલા યોગનું ફળ એવું છે કે, પુત્રવિષે સવાલ કરનારને છોકરો થશે નહીં.

## અધમઅધમ કંબૂલયોગ કુંડલી.




૧ આઠમું ઘેર. ૨ વ્યયભવન.

લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ એઓનો મુથશીલયોગ છતાં, તે બેઉમાંથી એકની સાથે ચંદ્રનો મુથશીલયોગ છતાં, તે ત્રણના અધિકારના સંબંધથી થનારા ૧૬ સોળ કંબૂલયોગનું કોષ્ટક.

| નંબર | યોગનાં નામ. | ચંદ્ર. | લગ્નાધિપતિ. | કાર્યાધિપતિ. |
|---|---|---|---|---|
| ૧ | ઉત્તમઉત્તમ કંબૂલયોગ. | ઉત્તમઅધિકારી. | ઉત્તમઅધિકારી. | ઉત્તમઅધિકારી. |
| ૨ | ઉત્તમમધ્યમ કંબૂલયોગ. | ઉત્તમઅધિકારી. | મધ્યમઅધિકારી. | મધ્યમઅધિકારી. |
| ૩ | ઉત્તમસમ કંબૂલયોગ. | ઉત્તમઅધિકારી. | સમઅધિકારી. | સમઅધિકારી. |
| ૪ | ઉત્તમઅધમ કંબૂલયોગ. | ઉત્તમઅધિકારી. | અધમઅધિકારી. | અધમઅધિકારી. |
| ૫ | મધ્યમઉત્તમ કંબૂલયોગ. | મધ્યમઅધિકારી. | ઉત્તમઅધિકારી. | ઉત્તમઅધિકારી. |
| ૬ | મધ્યમમધ્યમ કંબૂલયોગ. | મધ્યમઅધિકારી | મધ્યમઅધિકારી. | મધ્યમઅધિકારી. |
| ૭ | મધ્યમસમ કંબૂલયોગ | મધ્યમઅધિકારી. | સમઅધિકારી. | સમઅધિકારી. |
| ૮ | મધ્યમઅધમ કંબૂલયોગ. | મધ્યમઅધિકારી. | અધમઅધિકારી. | અધમઅધિકારી. |
| ૯ | સમઉત્તમ કંબૂલયોગ. | સમઅધિકારી. | ઉત્તમઅધિકારી. | ઉત્તમઅધિકારી. |
| ૧૦ | સમમધ્યમ કંબૂલયોગ. | સમઅધિકારી. | મધ્યમઅધિકારી. | મધ્યમઅધિકારી. |
| ૧૧ | સમસમ કંબૂલયોગ | સમઅધિકારી. | સમઅધિકારી. | સમઅધિકારી. |
| ૧૨ | સમઅધમ કંબૂલયોગ. | સમઅધિકારી | અધમઅધિકારી. | અધમઅધિકારી. |
| ૧૩ | અધમઉત્તમ કંબૂલયોગ. | અધમઅધિકારી. | ઉત્તમઅધિકારી. | ઉત્તમઅધિકારી |
| ૧૪ | અધમમધ્યમ કંબૂલયોગ. | અધમઅધિકારી. | મધ્યમઅધિકારી. | મધ્યમઅધિકારી. |
| ૧૫ | અધમસમ કંબૂલયોગ. | અધમઅધિકારી | સમઅધિકારી. | સમઅધિકારી. |
| ૧૬ | અધમઅધમ કંબૂલયોગ. | અધમઅધિકારી. | અધમઅધિકારી. | અધમઅધિકારી.. |

## હવે બીજા રીતના કંબૂલયોગ કહુંછું.

કાર્યાધિપતિ ને લગ્નાધિપતિ એ જૂદા અધિકારી નહીં છતાં, અને તેઓના મુથશીલયોગ છતાં, ચંદ્ર તે બેઉસાથે મુથશીલયોગ કરતો હશે તો, કંબૂલયોગ થાયછે. એવું આગળ કહ્યું, પણ હવે જે કંબૂલયોગ કહેવાનો તે કાર્યાધિપતિ ને લગ્નાધિપતિ એઓનો જૂદો અધિકાર છતાં થએલો છે, એમ સમજવું. જે સવાલ વખતે કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એઓના મુથશીલયોગવિષે વિચાર કરવાનો તેમાં એક ગ્રહ પોતે નીચ રાશીમાં ગએલો છતાં બીજો ગ્રહ પોતાના ઘેરમાં, પોતાના ઉચ્ચસ્થાનમાં, પોતાના નવાંશમાં, પોતાના હદમાં અથવા પોતાના દ્રેષ્કાણમાં નહીં હશે તો, અને તે બેઉનો એક બીજાસાથે ઇત્થશાલયોગ છતાં સમઅધિકારી રહેનારો ચંદ્ર, તે બેઉસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો, કંબૂલયોગ થાયછે.

એ કહેલા કંબૂલયોગનું ફળ એવું છે કે, સવાલ કરનારનું જે કામ હશે તે થોડું થશે. એનો દાખલો એવો છે કે, કોઇપણ જાતનો માણસ, કોઇ બીજા જાતના માણસપાસે કંઇ માગવા વગેરે ગયો છતાં, તેને બીજી જાતના માણસથી જેમ થોડો લાભ થાયછે, અને તેજ પોતાના જાતના લોકપાસે ગયો છતાં વધારે લાભ થાયછે; જેમ મુસલમાન બ્રાહ્મણપાસે પોતાનું કામ કરવામાટે ગયો છતાં થોડું થાયછે, અને બ્રાહ્મણ મુસલમાનપાસે ગયો તો, તેનું કામ થોડું થાયછે. જો મુસલમાન મુસલમાનપાસે, શૂદ્ર શૂદ્રપાસે, બ્રાહ્મણ બ્રાહ્મણપાસે, પારસી પારસીપાસે ગયો છતાં જેમ પૂર્ણ કામ થાયછે, તેમ બીજા જાતવાલાપાસે ગયો, છતાં થતું નથી. તેપ્રમાણે એ કંબૂલયોગમાં કાર્યાધિપતિને એક જાતનો અધિકાર અને તનુભવનના અધિપતિને તેથી બીજી જાતનો અધિકાર મળેલો છે. સબબ સવાલ કરનારનું કામ થોડું થશે એ ખુલ્લું છે.

---

## હવે ગૈરી કંબૂલયોગ ઉપયોગના શૂન્યમાર્ગગ ગ્રહવિષે વિચાર કહુંછું.

જે ગ્રહને પોતાનું ઘેર, પોતાનું ઉચ્ચસ્થાન, પોતાની હદ, પોતાનું દ્રેષ્કાણ, પોતાનું નવાંશ, પોતે નીચઅધિકારનો, પોતાના શત્રૂસ્થાનનો ઇત્યાદિ અધિકાર નહીં હશે, અને શુભગ્રહની અથવા પાપગ્રહની નજર નહીં હશે એવી ત્રણ રીતથી જે ગ્રહયુક્ત હશે, તે ગ્રહને શૂન્યાંધ્વગગ્રહ અથવા શૂન્યમાર્ગગ એટલે બીલકૂલ અધિકાર વગરનો ગ્રહ એવું કહેછે.

---

## હવે ગૈરી કંબૂલયોગનું લક્ષણ કહુંછું.

તનુભવનનો અધિપતિ ને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉનો એક બીજાસાથે મુથશીલયોગ છતાં, ચંદ્ર પોતાના ઘેરમાં, પોતાના ઉચ્ચસ્થાનમાં, પોતાના દ્રેષ્કાણમાં, પો-

તાના નવાંશમાં, પોતે નીચરાશીનો અને શત્રુરાશીને નહીં છતાં તે ઉપર કોઇપણ શુભગ્રહની અથવા પાપગ્રહની નજર નહીં હશે તો, એટલે કોઇપણ અધિકાર વગર ચંદ્ર હશે તો, અને તે ચંદ્ર કાર્યાધિપતિ અને તનુભવનના અધિપતિ એ બેઉસાથે મુથશીલયોગ કરતો નહીં હશે તો, અને ચંદ્રરાશિના છેલા ભાગમાં હશે, એટલે તેના અંશ ૨૯ કરતાં કેટલીએક કલાથી વધારે હશે તો, અને તે ચંદ્ર આગળ જે રાશીને જવાનો છે, તે રાશિ જે ગ્રહનું પોતાનું ઘેર અથવા પોતાનું ઉચ્ચસ્થાન હશે તો, તે ગ્રહ જો તે ઠેકાણે, એટલે ચંદ્ર હમણાં જે રાશિને ૨૯ અંશ અને કેટલીક કલાથી વધારે થએલો છે, તે રાશીની આગળની રાશીને હશે તો, અને તે ઠેકાણે પડેલા ઉચ્ચગતગ્રહનો અથવા પોતાના ઘેરમાં ગએલા ગ્રહનો ચંદ્રસાથે ઇત્થશાલયોગ થતો હોય તો એવા યોગને ગૈરી કંબૂલયોગ કહેછે. એ ગૈરી કંબૂલયોગનું ફળ એવું છે કે, બીજાના કોશેશથી સવાલ કરનારનું કામ થશે.

---

## હવે ગૈરી કંબૂલયોગનું ઉદાહરણ કહુંછું.

કોઇએ આવીને એવો સવાલ કીધો કે, મને સુખ થશે કે નહીં? એ સવાલ વખતે સિંહ લગ્ન છે; અને તે સિંહલગ્નનો અધિપતિ સૂર્ય એ મેષરાશીને છતાં તે ૮ આઠ અંશ છે, અને સુખભવન જે ચોથું સ્થાન, એનો અધિપતિ મંગળ એ કુંભરાશીને છતાં, ૧૨ અંશ છે, ને ચંદ્ર કન્યારાશીને ૨૯ અંશ ને ૫ કલા છે. હવે કાર્યાધિપતિ અને તનુભવનનો અધિપતિ એ બેઉમાં શીઘ્રગતિગ્રહ સૂર્ય, ને મંદગતિગ્રહ મંગળ છે. હવે સૂરજના અંશ મંગળના અંશથી ઓછા હોવાને લીધે કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એઓનો એક બીજા સાથે મુથશીલયોગ થએલો છે, ને ચંદ્ર એ પોતાના ઘેરમાં, પોતે ઉચ્ચસ્થાનમાં, પોતાના દ્રેષ્કાણ વગેરે કોઇપણ સ્થાનનો નથી કરીને એ શૂન્યમાર્ગગ એટલે બીલકૂલ અધિકાર વગરનો ગ્રહ ચંદ્ર, કાર્યાધિપતિ જે મંગળ એની સાથે અને તનુભવનનો અધિપતિ જે રવિ એની સાથે પોતાના અંશ વધારે થવાને લીધે ઇત્થશાલયોગ કરતો નથી; ને તે ચંદ્ર તુલારાશીને, આગળ જનારો છે, ને તે શનિનું ઉચ્ચસ્થાન છે, ને તે શનિ તુલારાશીનેજ છે કરીને, ચંદ્રની ગતિ વધારે થવાને લીધે તે તુલારાશીને જલદ જઇને શનિસાથે ઇત્થશાલયોગ કરનાર છે, કરીને એ ગૈરી કંબૂલયોગ થયો. હવે એ થએલા ગૈરી કંબૂલયોગનું ફળ એવું છે કે, સુખ મળવાવિષે સવાલ કરનારને સુખ બીજા માણસની મદદથી થશે.

## ગૈરી કંબૂલયોગ કુંડલી




### હવે માઠું ફળ આપનારો ગૈરી કંબૂલયોગનું લક્ષણ કહુંછું.

તનુભવનનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉનો એક બિજાસાથે મુથશીલયોગ છતાં, ચંદ્ર પોતાના ઘેરમાં, પોતાના ઉચ્ચસ્થાનમાં, પોતાના દ્રેષ્કાણમાં પોતાન નવાંશમાં, પોતે નીચરાશીને અથવા પોતાના શત્રૂરાશીને નહીં હશે તો, અને તે ચંદ્ર ઉપર કોઇપણ ગ્રહની નજર નહીં હશે તો, અને તે ચંદ્ર કાર્યાધિપતિસાથે અને તનુભવનના અધિપતિસાથે ઇત્થશાલયોગ નહીં કરતો હશે તો, અને તે ચંદ્રરાશીને છેલ્લા અંશમાં છતાં; આગળ જે રાશિને જનારો છે, તે રાશિ જે ગ્રહનું ઉચ્ચ સ્થાન હશે, અથવા પોતાનું ઘેર હશે, તે ઠેકાણે તે ગ્રહનીસાથે નહીં છતાં, એટલે ચંદ્રની આગળની રાશીને, કે જેને પોતાનું ઘેર, પોતાનું ઉચ્ચસ્થાન, પોતાની હદ, પોતાનું દ્રેષ્કાણ, પોતાનું નવાંશ. પોતે નીચ, પોતાનું શત્રૂસ્થાન એ અધિકારમાંથી કોઇપણ અધિકાર મળતો નથી, એવો કોઇપણ ગ્રહ પડીને તેનો ને ચંદ્રનો ઇત્થશાલયોગ થતો હોય, તો એવા યોગને માઠું ફળ આપનારો ગૈરી કંબૂલયોગ કહેછે. એનું ફળ એવું છે કે, સવાલ કરનારનું જે કામ હશે તે થશે નહીં.

### હવે માઠું ફળ આપનારો ગૈરી કંબૂલયોગનું ઉદાહરણ.

કોઇએ આવીને એવો સવાલ કીધો કે, મને ઘેર, ગામ, મિત્ર, જાનવર ઇત્યાદિનું સુખ મળશે કે નહીં? એ સવાલ વખતે સિંહલગ્ન છે, ને સિંહલગ્નનો અધિપતિ રવિ એ ભાગ્યભવનમાં મેષરાશિને ૮ અંશ થએલો છે, અને ચોથા ઘેરનો અધિપતિ મંગળ કુંભરાશીને છતાં, જે રવિના અંશ તેનાથી ૪ અંશ વધારેછે. હવે એ બેઉમાં જલદ ચાલનારો ગ્રહ રવિ છતાં તેના અંશ ધીમે ચાલનારો ગ્રહ જે મંગળ

તેના અંશથી ઓછા છે કરીને લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ એઓનો મુથશીલયોગ થએલો છે. ચંદ્ર કન્યારાશીને છતાં તેના અંશ ૨૯ કરતાં વધારેછે, ને તે કાર્યાધિપતિ ને તનુભવનના અધિપતિસાથે ઇત્થશાલયોગ કરતો નથી; કારણ, ચંદ્રના અંશ તે બેઉ કરતાંપણ વધારેછે. પણ ચંદ્ર આગળ તુળારાશીને જઇ બધામાં જલદ ચાલનારો થવાથી, તુળારાશીને પોતાનું ઘેર, પોતાનું ઉચ્ચસ્થાન, પોતાની હદ, પોતાનો દ્રેષ્કાણ, પોતાનું નવાંશ, પોતાનું શત્રૂ ઘેર અને પોતાનું નીચ ઘેર એમાંથી કોઇપણ શુભઅશુભ અધિકાર મળેલો નહીં, એવો બુધ પડેલો છે, ને તેની સાથે ચંદ્ર ઇત્થશાલયોગ કરનારો છે, કરીને એ ગૈરી કંબૂલયોગ થયો. હવે એ થએલા ગૈરી કંબૂલયોગનું ફળ એવું છે કે, ઘેર, ગામ, મિત્ર, ચોપગાદિ સુખવિષે સવાલ કરનારને સુખ થશે નહીં.

## માઠું ફળ આપનારો ગૈરી કંબૂલયોગ કુંડલી.




### હવે ખલ્લાસરયોગનું લક્ષણ કહુંછું.

કાર્યસ્થાનનો અધિપતિ અને તનુભવનનો અધિપતિ એ બેઉનો એક બિજાસાથે મુથશીલયોગ છતાં, ચંદ્ર પોતાના ઘેરમાં, પોતાના ઉચ્ચસ્થાનમાં, પોતાના નવાંશમાં, પોતાના દ્રેષ્કાણમાં, શત્રૂ ઘેરમાં અથવા પોતાના નીચ ઘેરમાં નહીં છતાં તે ચંદ્રપર કોઇપણ શુભગ્રહની અથવા પાપગ્રહની નજર નહીં હશે તો, અને તે ચંદ્ર કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એ બેઉસાથે પણ મુથશીલયોગ કરતો નહીં હશે તો, અથવા કાર્યાધિપતિ ને લગ્નાધિપતિ એઓની સાથે નહીં હશે તો, ખલાસર નામનો યોગ થાયછે. એ ખલાસરયોગનું ફળ એવું છે કે, સવાલ કરનારનું જે કામ હશે તે થશે નહીં. ને એ યોગ કંબૂલયોગનાં ફળનો નાશ કરનારો છે એવું સમજવું.

### હવે રદ્દયોગનું લક્ષણ કહુંછું.

જે ગ્રહ સૂરજના કીરણથી વ્યાપ્ત* (અસ્તંગત) હશે, અથવા પોતે નીચ પેરને હશે અથવા શત્રૂ ઘેરમાં હશે, અથવા વક્રી, અથવા જે ગ્રહનું તેજ ઘણુંજ થોડું હશે (ગ્રહ અસ્તંગત થવાનો વખત પાસે આવ્યો હશે તો, થોડા તેજવાળો થાયછે, અથવા જે ગ્રહનો ઉદય થઈને થોડા દિવસ થએલા છે, એવી બચપણ હાલતમાં ગ્રહને તેજ થોડું હોયછે) તો તે નબળો સમજવો. અને તે નબળો ગ્રહ, તન્વાદિ† બાર ઘેરમાંથી કોઈપણ ઘેરના અધિપતિસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો એવા યોગને રદયોગ એવું કહેછે. એ રદયોગનું ફળ એવું છે કે, સવાલ કરનારનું જે કાર્ય હશે તે થશે નહીં.

---

### હવે પાછળ કહેલા રદ્દ નામનો નબળા ગ્રહનું વિશેષ ફળ કહુંછું.

કાર્યસ્થાનનો અધિપતિ અસ્તંગત અથવા નીચસ્થાનનો વગેરે નબળો ગ્રહ છતાં, ૧, ૪, ૭, ૧૦ ઘેરમાં હશે તો, અને તનુભવનનો અધિપતિ, સહજ, રિપુ ભાગ્યેગભવન અને વ્યયસ્થાન, એટલા ઘેરમાંથી કોઈપણ ઘેરમાં હશે તો, અને તે નબળો કાર્યાધિશ તનુભવનના અધિપતિસાથે મુથશીલયોગ કરતો હશે તો, આગળ કહ્યાપ્રમાણેજ રદયોગ થાયછે, પરંતુ એનું ફળ એવું છે કે, સવાલ કરનારનું કામ અગાઉ સારીપેઠે થશેપણ છેવટે તે કામનો નાશ થશે.

---

### હવે બીજી રીતનો રદ્દ કહુંછું.

કાર્યસ્થાનનો અધિપતિ નબળો ગ્રહ છતાં, સહજ[1]સ્થાન, રિપુ[2]ભવન, ભાગ્યેગભવન, અને વ્યય[3]ભવન, એટલા સ્થાનમાંથી કોઈપણ ઠેકાણે છતાં, તનુભવનના અધિપતિસાથે મુથશીલયોગ કરતો હશે તો, રદયોગ થાયછે ખરો, પણ તેનું ફળ એવું છે કે, સવાલ કરનારનું જે કામ હશે તે પેહેલાં નાશ થશે, પણ છેવટે તે કામ ઉત્તમ રીતથી થશે.

---

### હવે દુશલીકુત્થ નામના યોગનું લક્ષણ કહુંછું.

કાર્યસ્થાનનો અધિપતિ અને તનુભવનનો અધિપતિ એ બેઉમાં જે મંદગતિગ્રહ હશે, તે પોતાના ઘેરમાં, પોતે ઉચ્ચસ્થાનમાં, પોતાની હદને, પોતાના દ્રેષ્કાણમાં, અથવા પોતાના નવાંશમાં હશે તો, અને શીઘ્રગતિગ્રહ આગળ કહ્યાપ્રમાણે પોતાના ઉચ્ચસ્થાન વગેરે ને શુભઅધિકારમાંથી કોઈપણ અધિકારને નહીં હશે તો, અને લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ એ બેઉનો એક બીજાસાથે મુથશીલયોગ હશે તો, એવા યોગને દુશલીકુત્થ નામનો યોગ કહેછે, એ યોગનું ફળ એવું છે કે, સવાલ કરનારનું ધારેલું કામ પાર પડશે.

---

* ઘેરઈ ગએલા. † તનુ-ધન-ઇતિઆદિ.

૧ ત્રીજું ઘેર. ૨ છઠ્ઠું ઘેર. ૩ બારમું ઘેર.

## હવે દુરાલીકુત્થ નામના યોગનો અપવાદ કહુંછું.

કાર્યસ્થાનનો અધિપતિ અને તનુભવનનો અધિપતિ એ બેઉમાં જે મંદગતિગ્રહ હોયછે, તે પોતાના ઉચ્ચસ્થાન વગેરે અધિકારસાથે છતાં, પોતાના ઉચ્ચસ્થાન વગેરે શુભ અધિકાર વિનાના, એવા શીઘ્રગતિગ્રહસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો, અને તે શીઘ્રગતિગ્રહ; અસ્તંગત, નીચીનો, અથવા શત્રૂ ઘેરનો, વક્રી અથવા થોડા તેજવાળો હશે તો, દુરાલીકુત્થ નામનો યોગ થતો નથી.

## હવે દુત્થોત્થદિબીરયોગનું લક્ષણ કહુંછું.

લગ્નાધિપતિ અને કાર્યાધિપતિ એ બેઉ અસ્તંગત, અથવા નીચ ઘેરના અથવા શત્રૂ ઘેરના અથવા વક્રીના, અથવા ઉદય થઇને થોડા દિવસ થએલા, અથવા અસ્તંગત થવાના દિવસ જેઓનાપાસે આવેલા છે, એટલે ઘરડપણના હાલતમાં આવેલા, એવી રીતના છતાં, તે બેઉમાંથી કોઇપણ એકાદો ગ્રહ તે બેઉથી ત્રિજા ગ્રહસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો દુત્થોત્થદિબીર નામનો યોગ થાયછે; પણ એ યોગમાં કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એથી ત્રિજો જે ગ્રહ તે પોતાના ઘેરનો, અથવા પોતે ઉચ્ચ ઘેરનો, અથવા પોતાના હદ્દને, અથવા પોતાના દ્રેષ્કાણમાં, અથવા પોતાના નવાંશ, એ ઠેકાણે હોવો જોઇએ, એ રીતનો નહીં હોયતો દુત્થોત્થદિબીરયોગ થતો નથી. હવે એ યોગનું ફળ એવું છે કે, સવાલ કરનારનું જે કામ હશે તે બીજાની મદદથી થશે.

## હવે બીજી રીતથી દુત્થોત્થદિબીરયોગનું લક્ષણ કહુંછું.

તનુભવનનો અધિપતિ અને કાર્યસ્થાનનો અધિપતિ એ બેઉથી કોઇપણ બીજા બે ગ્રહ પોતે ઉચ્ચીના, પોતાના ઘેરના વગેરે બળવાન છતાં, નબળા કાર્યાધિપતિસાથે અથવા તનુભવનના અધિપતિસાથે ઇત્થશાલયોગ કરતા હશે તો, એવા યોગને દુત્થોત્થદિબિરયોગ કહેછે. એનું પણ ફળ બીજાની મદદથી કામ થશે એવું છે.

## હવે તંબીરયોગનું લક્ષણ કહુંછું.

કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એ બેઉનો એક બીજાસાથે મુથશીલયોગ થતો નહીં હશે તો, અને તે બેઉમાંથી કોઇપણ એકાદ ગ્રહ પોતાના ઘેરમાં અથવા પોતે ઉચ્ચસ્થાન વગેરે બળવાન છતાં બીજી રાશિને જવાની ઇચ્છા કરતો હશે તો, એટલે સ્વાક્રાંત[1] જે રાશિ તે રાશીના ૨૯ અંશ થયા હશે તો, અને પોતાના દીપ્તાંશની વચમાં આગળની રાશીને રેહેનારો એકાદ જે ગ્રહ તેને પોતાનું તેજ આપેછે. એવા યોગને તંબીરયોગ કહેછે. એનું ફળ એવું છે કે, સવાલ કરનારનું જે કામ હશે તે થશે. પરંતુ આગળની રાશીને રેહેનારો જે ગ્રહ કે, કાર્યાધિપતિ અને લગ્નાધિપતિ એમાંથી એકાદ બળવાન ગ્રહ છેલા અંશમાં છતાં, પોતે પોતાનું તેજ આપેછે તે ગ્રહ, પોતાનું ઘેર, પોતાનું ઉચ્ચસ્થાન ઇત્યાદિ ઠેકાણે છતાં બળવાન હશે તો, તંબીરયોગનું ફળ ઉત્તમ રીતનું થશે. તેઓ નહીં હોય તો તંબીરયોગનું ફળ માઠું થશે એમ સમજવું.

---

૧ પોતાની.

## હવે કુત્થ* યોગનું લક્ષણ કહુંછું.

બધાંમાં પેહેલા ઘેરમાં રેહેનારો જે ગ્રહ, તે બળવાન સમજવા. તે કરતાં ૪-૭-૧૦ એ ઘેરમાં રેહેનારા તે ઓછા બળવાન સમજવાં, તે કરતાં ૨-૫-૧૧ એ ઘેરમાં રેહેનારા જે ગ્રહ તે તેના કરતાં ઓછા બળવાન સમજવાં. અથવા પેહેલા ઘેરને જોનારા જે ગ્રહ તે બળવાન સમજવાં. અથવા ૨-૯-૫-૧૧ એ ઘેરમાં રેહેનારા જે ગ્રહ તે બળવાન, અને કેટલાએકના મતથી ૬-૮-૧૨ એ ઠેકાણે ગ્રહ છતાં, તેની ગણવામાં નજર તનુભુવનપર આવતી હશે તો, તેપણ બળવાન છે. અથવા જે ગ્રહ પોતાના ઉચ્ચસ્થાનમાં, પોતાનાં ઘેરમાં, પોતાના દ્રેષ્કાણમાં, પોતાના નવાંશમાં અથવા પોતાનાં હદમાં હશે તો બળવાન છે; કિંવા મધ્યમગતિ જેવી સ્પષ્ટગતિ જેની છે, એવા પણ ગ્રહ બળવાન છે. અથવા મધ્યમગતિથી જેની થોડી ગતિ છે, તે ગ્રહ બળવાન છે. અને જે ગ્રહનો ઉદય થએલો હોયછે, તે ગ્રહ બળવાન છે. એજપ્રમાણે માર્ગીનો ગ્રહ બળવાન છે; અથવા જે ગ્રહ શુભગ્રહનીસાથે છે તે બળવાન છે, અથવા જે ગ્રહ ઉપર શુભગ્રહની નજર છે, તે ગ્રહ બળવાન છે. તેમજ પાપગ્રહની ૧-૪-૭-૧૦ એ સ્થાનદૃષ્ટિ ને ગ્રહઉપર નહીં હશે, તે ગ્રહ બળવાન છે, અથવા જે ગ્રહ પાપગ્રહનીસાથે નહીં હશે તે બળવાન છે અને ગુરૂ, શનિ એ બે ગતના બીજા ભાગમાં બળવાન હોયછે. અને પુરૂષ ગ્રહ=એટલે રવિ, મંગળ અને ગુરૂ એ દહાડે બળવાન હોયછે. અને બાકીના ચંદ્ર, બુધ અને શુક્ર, શનિ એ રાતમાં બળવાન છે એમ સમજવું; એજપ્રમાણે રવિ જે રાશિના નવાંશમાં છે, તેજ નવાંશને જે ગ્રહ નહીં હોય તેપણ બળવાન છે. ને સ્થિર (પેહેલા અંકમાં ૧૬ માં પાનામાંનું કોષ્ટક જુઓ) રાશીને જે ગ્રહ હોયછે તે બળવાન સમજવાં, ને સ્ત્રીગ્રહ (ચંદ્ર અને શુક્ર) એ બે ચોથા, પાંચમાં, છઠ્ઠાં, સાતમાં, આઠમાં અને નવમાં એ ઘેરમાં પડશે તો, તે બળવાન છે. અને પુરૂષગ્રહ (રવિ, મંગળ, ગુરૂ) એ દસમાં, અગિઆરમાં બારમાં, પેહેલા, બીજા, ને ત્રિજા એ ઘેરમાં હશે તો બળવાન છે. તેજપ્રમાણે ગુરૂ, મંગળ અને સૂરજ, એ મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ એ રાશીને હશે તો બળવાન સમજવા. ચંદ્ર અને શુક્ર એ બેઉ ગ્રહ, વરષ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર અને મીન એ રાશીને હશે તો બળવાન સમજવા.

---

## હવે દુરફ† યોગનું લક્ષણ કહુંછું.

જે ગ્રહ છઠ્ઠા અથવા આઠમાં અથવા બારમા ઘેરમાં હશે, તો તે નબળો સમજવો. જે ગ્રહ વક્રગતિ છે તે નબળો સમજવો; જે ગ્રહ શત્રુ રાશીને ગએલા હશે તો નબળો સમજવો; જે ગ્રહ નીચરાશીને ગએલા હશે તે નબળો સમજવો, જે ગ્રહ વક્રગતિ

---

* બળવાન ગ્રહને મુસલમાની ભાષામાં કુત્થ એવું કહેછે.

† મુસલમાની ભાષામાં ગ્રહની નબળાઇને દુરફ એવું કહેછે.

જવાનો હશે તે નબળો સમજવો. જે ગ્રહ શીઘ્રગ્રહનીસાથે હશે તે નબળો સમજવો. જે ગ્રહ અસ્તંગત છે, તે નબળો સમજવો. જે ગ્રહ પાપગ્રહનીસાથે અને શત્રુ ઘેરમાં રહેલા ગ્રહસાથે મુથશીલયોગ કરેછે, તે ગ્રહ નબળો સમજવો. જે ગ્રહ ૧–૪–૭–૧૦ એ સ્થાનદ્રષ્ટીથી પાપગ્રહની નજર હશે તો નબળો સમજવો, અથવા જે ગ્રહ બાર, છ, ને આઠ એ ઘેરમાં રેહેનારા જે ગ્રહ, તેઓની સાથે ઇત્થશાલયોગ કરવાની ઇચ્છા કરતો હશે તો તે નબળો છે. અથવા જે ગ્રહ ૬ ઠા આઠમાં બારમા ઘેરમાં ગએલા ગ્રહસાથે ઇત્થશાલયોગ કરતો હશે તો તે નબળો છે. અથવા જે ગ્રહની જે પોતાની રાશિ હશે, તેથી જે સાતમું ભવન તે ઠેકાણે જે ગ્રહ હશે તે નબળો સમજવો, અથવા જે ગ્રહ રાહુની પૂછડીને હશે, અથવા રાહુનું જે મોઢું તે ઠેકાણે હશે તો નબળો છે. રાહુની પૂછડી એટલે રાહુના ગએલા અંશ, અને રાહુનું મોઢું એટલે તેના રહેલા અંશ એમ સમજવું. જે ગ્રહ પેહેલા ઘેરપર જોતો નથી તે નબળો સમજવો, તેજપ્રમાણે રવિ જે રાશિના નવાંશને છે, તેથી જે સાતમો નવાંશ તે ઘેરમાં રેહેનારો જે ગ્રહ તે નબળો સમજવો. એજપ્રમાણે પોતાનું ઘેર, પોતે ઉચ્ચ, પોતાની હદ, પોતાનો દ્રેષ્કાણ, પોતાનું નવાંશ એ જે શુભઅધિકાર એમાંથી કોઇપણ એકાદ અધિકાર જે ગ્રહને નહીં હશે તે ગ્રહ નબળો સમજવો. એજપ્રમાણે જે ગ્રહ પાપગ્રહનીસાથે ઇસરાફયોગ કરતો હશે તે ગ્રહ નબળો છે.

---

## હવે ચંદ્રના નબળાપણાવિષે વિષેશ વિચાર કહું છું.

રવિ જે રાશીને છે તે રાશીથી બારમા ઘેરમાં જો ચંદ્ર હશે તો તે નબળો સમજવો. તેપ્રમાણે વૃશ્ચિકરાશિના પેહેલા ભાગને ચંદ્ર હશે તો નબળો સમજવો. અને તૂલારાશિના બીજા ભાગમાં ચંદ્ર હશે તો વિશેષ નબળો છે. ચંદ્ર જે રાશીને છે તે રાશીનો જે અધિપતિ તેની ચંદ્ર ઉપર નજર નહીં હશે તો, તે ચંદ્ર નબળો છે એમ સમજવું. ચંદ્ર પોતાના ઘેરનો, પોતે ઉચ્ચ ઘેરમાં, પોતાના દ્રેષ્કાણમાં પોતાના નવાંશ ઇત્યાદિ ઠેકાણે નહીં હશે તો, એટલે જેને કોઇપણ અધિકાર મળેલા નહીં અને જેઉપર કોઇપણ ગ્રહની નજર નહીં એ રીતનો ચંદ્ર હશે તો તે નબળો છે એમ સમજવું, અને નબળો ચંદ્રરાશીના છેલ્લા નવાંશમાં હશે તો, તે ઘણોજ નબળો છે. અને શુક્લપક્ષના ચંદ્રપર મંગળની ૪–૭–૧૦–૧ એ સ્થાનદ્રષ્ટીથી નજર હશે તો, તે ચંદ્ર નબળાપણાને લીધે શુભફળ આપનારો થતો નથી. એજપ્રમાણે વદ પખવાડીઆનો ચંદ્ર છતાં, તેપર શનિની ૪–૭–૧૦–૧ સ્થાનગત નજર હશે તો, તે ચંદ્ર શુભ ફળ આપનારો થતો નથી.

---

આગળ ચાલુ.

## સને ૧૮૮૫ માહે જુન, એ મહિનાઓના દરેક તારીખના ૧૨ વા-

| | રવિ. | | | | ચંદ્ર. | | | | મંગળ. | | | | બુધ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તારીખ. | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ | રા | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ. |
| ૧, | ૨ | ૧૦ | ૫૩ | ૫૮ | ૯ | ૧૮ | ૪૬ | ૩૭ | ૧ | ૧૭ | ૨૬ | ૧૬ | ૧ | ૧૭ | ૧૦ | ૪૬ |
| ૨ | ૨ | ૧૧ | ૫૧ | ૨૪ | ૧૦ | ૦ | ૩૮ | ૧૩ | ૧ | ૧૮ | ૯ | ૪ | ૧ | ૧૮ | ૪૦ | ૧૦ |
| ૩ | ૨ | ૧૨ | ૪૮ | ૪૯ | ૧૦ | ૧૨ | ૩૦ | ૪૭ | ૧ | ૧૮ | ૫૩ | ૪ | ૧ | ૨૦ | ૨ | ૩૩ |
| ૪ | ૨ | ૧૩ | ૪૬ | ૧૩ | ૧૦ | ૨૪ | ૨૯ | ૩૪ | ૧ | ૧૯ | ૩૭ | ૧૬ | ૧ | ૨૧ | ૨૭ | ૫૭ |
| ૫ | ૨ | ૧૪ | ૪૩ | ૩૭ | ૧૧ | ૬ | ૩૮ | ૧૯ | ૧ | ૨૦ | ૨૦ | ૧૬ | ૧ | ૨૨ | ૫૬ | ૩૨ |
| ૬ | ૨ | ૧૫ | ૪૧ | ૦ | ૧૧ | ૧૯ | ૨ | ૩ | ૧ | ૨૧ | ૩ | ૪ | ૧ | ૨૪ | ૨૬ | ૪૪ |
| ૭ | ૨ | ૧૬ | ૩૮ | ૨૪ | ૦ | ૧ | ૪૫ | ૫૯ | ૧ | ૨૧ | ૪૭ | ૧૬ | ૧ | ૨૬ | ૧ | ૧૯ |
| ૮ | ૨ | ૧૭ | ૩૫ | ૪૬ | ૦ | ૧૪ | ૫૫ | ૬ | ૧ | ૨૨ | ૩૦ | ૪ | ૧ | ૨૭ | ૩૭ | ૫૫ |
| ૯ | ૨ | ૧૮ | ૩૩ | ૮ | ૦ | ૨૮ | ૩૨ | ૧૪ | ૧ | ૨૩ | ૧૪ | ૧૬ | ૧ | ૨૯ | ૧૬ | ૧૯ |
| ૧૦ | ૨ | ૧૯ | ૩૦ | ૨૯ | ૧ | ૧૨ | ૩૮ | ૪૫ | ૧ | ૨૩ | ૫૭ | ૧૬ | ૨ | ૦ | ૫૭ | ૪૨ |
| ૧૧ | ૨ | ૨૦ | ૨૭ | ૫૦ | ૧ | ૨૭ | ૧૩ | ૧૭ | ૧ | ૨૪ | ૪૦ | ૧૬ | ૨ | ૨ | ૪૨ | ૬ |
| ૧૨ | ૨ | ૨૧ | ૨૫ | ૧૦ | ૨ | ૧૨ | ૧૨ | ૪ | ૧ | ૨૫ | ૨૩ | ૪ | ૨ | ૪ | ૨૯ | ૪૧ |
| ૧૩ | ૨ | ૨૨ | ૨૨ | ૨૯ | ૨ | ૨૭ | ૨૩ | ૩૯ | ૧ | ૨૬ | ૭ | ૧૬ | ૨ | ૬ | ૧૯ | ૫ |
| ૧૪ | ૨ | ૨૩ | ૧૯ | ૪૮ | ૩ | ૧૧ | ૩૯ | ૪૧ | ૧ | ૨૬ | ૫૦ | ૧૬ | ૨ | ૮ | ૧૧ | ૪૦ |
| ૧૫ | ૨ | ૨૪ | ૧૭ | ૮ | ૩ | ૨૭ | ૪૭ | ૮ | ૧ | ૨૭ | ૩૩ | ૨૯ | ૨ | ૧૦ | ૬ | ૪ |
| ૧૬ | ૨ | ૨૫ | ૧૪ | ૨૫ | ૪ | ૧૨ | ૩૯ | ૧૨ | ૧ | ૨૮ | ૧૫ | ૧૬ | ૨ | ૧૨ | ૩ | ૫૨ |
| ૧૭ | ૨ | ૨૬ | ૧૧ | ૪૨ | ૪ | ૨૭ | ૬ | ૨૮ | ૧ | ૨૮ | ૫૮ | ૧૬ | ૨ | ૧૪ | ૨ | ૧૫ |
| ૧૮ | ૨ | ૨૭ | ૮ | ૫૮ | ૫ | ૧૧ | ૭ | ૪૫ | ૧ | ૨૯ | ૪૧ | ૧૬ | ૨ | ૧૬ | ૩ | ૫૧ |
| ૧૯ | ૨ | ૨૮ | ૫ | ૧૭ | ૫ | ૨૪ | ૪૨ | ૧૨ | ૨ | ૦ | ૨૫ | ૧૬ | ૨ | ૧૮ | ૭ | ૨૭ |
| ૨૦ | ૨ | ૨૯ | ૩ | ૨૭ | ૬ | ૭ | ૫૪ | ૨૮ | ૨ | ૧ | ૭ | ૨૯ | ૨ | ૨૦ | ૧૩ | ૧૪ |
| ૨૧ | ૩ | ૦ | ૦ | ૪૧ | ૬ | ૨૦ | ૪૪ | ૩૦ | ૨ | ૧ | ૪૯ | ૧૬ | ૨ | ૨૨ | ૧૯ | ૫૦ |
| ૨૨ | ૩ | ૦ | ૫૭ | ૫૫ | ૭ | ૨ | ૧૮ | ૫૬ | ૨ | ૨ | ૩૨ | ૨૯ | ૨ | ૨૪ | ૨૮ | ૫૦ |
| ૨૩ | ૩ | ૧ | ૫૫ | ૯ | ૭ | ૧૫ | ૪૦ | ૫૮ | ૨ | ૩ | ૧૪ | ૧૬ | ૨ | ૨૬ | ૩૭ | ૨૬ |
| ૨૪ | ૩ | ૨ | ૫૨ | ૧૯ | ૭ | ૨૭ | ૫૨ | ૨૩ | ૨ | ૩ | ૫૭ | ૨૯ | ૨ | ૨૮ | ૪૮ | ૩૮ |
| ૨૫ | ૩ | ૩ | ૪૯ | ૩૧ | ૮ | ૯ | ૫૬ | ૨૪ | ૨ | ૪ | ૩૯ | ૨૯ | ૩ | ૦ | ૫૮ | ૧૪ |
| ૨૬ | ૩ | ૪ | ૪૬ | ૪૩ | ૮ | ૨૧ | ૫૫ | ૨૦ | ૨ | ૫ | ૨૧ | ૧૬ | ૩ | ૩ | ૧૦ | ૨૬ |
| ૨૭ | ૩ | ૫ | ૪૩ | ૫૪ | ૯ | ૩ | ૫૦ | ૨૫ | ૨ | ૬ | ૪ | ૨૯ | ૩ | ૫ | ૨૧ | ૩૮ |
| ૨૮ | ૩ | ૬ | ૪૧ | ૫ | ૯ | ૧૫ | ૪૩ | ૪૭ | ૨ | ૬ | ૪૬ | ૨૯ | ૩ | ૭ | ૩૧ | ૩૫ |
| ૨૯ | ૩ | ૭ | ૩૮ | ૧૬ | ૯ | ૨૭ | ૩૫ | ૨૫ | ૨ | ૭ | ૨૮ | ૨૯ | ૩ | ૯ | ૪૧ | ૩૮ |
| ૩૦ | ૩ | ૮ | ૩૫ | ૨૬ | ૧૦ | ૯ | ૨૭ | ૪૮ | ૨ | ૮ | ૧૦ | ૨૯ | ૩ | ૧૧ | ૫૨ | ૩૨ |

## ગતાના મુંબઈ રેખાંશનાસંબંધથી કરેલા સાયન સ્પષ્ટ ગ્રહો.

અયનાંશ અં ૧૮—ક ૧૬—વિ. ૧૯.

| ગુરૂ. | | | | શુક્ર. | | | | શનિ. | | | | રાહુ. | | | | કેતુ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રા. | અં. | ક. | વિ. | રા | અં. | ક. | વિ | રા. | અં. | ક. | વિ. | રા. | અં. | ક. | વિ | રા. | અં. | ક. | વિ |
| ૪ | ૨૮ | ૧૨ | ૪૭ | ૨ | ૧૮ | ૧૭ | ૫૯ | ૨ | ૨૫ | ૩૦ | ૨૨ | ૬ | ૧ | ૧૩ | ૪૮ | ૦ | ૧ | ૧૩ | ૪૮ |
| ૪ | ૨૮ | ૧૮ | ૩૪ | ૨ | ૧૯ | ૩૨ | ૧૧ | ૨ | ૨૫ | ૩૮ | ૩૪ | ૬ | ૧ | ૯ | ૩૬ | ૦ | ૧ | ૯ | ૩૬ |
| ૪ | ૨૮ | ૨૫ | ૩૪ | ૨ | ૨૦ | ૪૪ | ૫૯ | ૨ | ૨૫ | ૪૫ | ૨૨ | ૬ | ૧ | ૬ | ૩૬ | ૦ | ૧ | ૬ | ૩૬ |
| ૪ | ૨૮ | ૩૨ | ૩૪ | ૨ | ૨૧ | ૫૮ | ૫૯ | ૨ | ૨૫ | ૫૩ | ૨૨ | ૬ | ૧ | ૩ | ૩૬ | ૦ | ૧ | ૩ | ૩૬ |
| ૪ | ૨૮ | ૩૯ | ૨૨ | ૨ | ૨૩ | ૧૩ | ૧૧ | ૨ | ૨૬ | ૧ | ૨૨ | ૬ | ૧ | ૦ | ૩૬ | ૦ | ૧ | ૦ | ૩૬ |
| ૪ | ૨૮ | ૪૭ | ૩૪ | ૨ | ૨૪ | ૨૫ | ૫૯ | ૨ | ૨૬ | ૯ | ૩૪ | ૬ | ૦ | ૫૭ | ૩૬ | ૦ | ૦ | ૫૭ | ૩૬ |
| ૪ | ૨૮ | ૫૪ | ૨૨ | ૨ | ૨૫ | ૩૯ | ૫૯ | ૨ | ૨૬ | ૧૬ | ૨૨ | ૬ | ૦ | ૫૪ | ૩૬ | ૦ | ૦ | ૫૪ | ૩૬ |
| ૪ | ૨૯ | ૨ | ૩૪ | ૨ | ૨૬ | ૫૪ | ૧૧ | ૨ | ૨૬ | ૨૪ | ૨૨ | ૬ | ૦ | ૫૧ | ૪૮ | ૦ | ૦ | ૫૧ | ૪૮ |
| ૪ | ૨૯ | ૯ | ૨૨ | ૨ | ૨૮ | ૬ | ૫૯ | ૨ | ૨૬ | ૩૨ | ૨૨ | ૬ | ૦ | ૪૭ | ૩૬ | ૦ | ૦ | ૪૭ | ૩૬ |
| ૪ | ૨૯ | ૧૭ | ૨૨ | ૨ | ૨૯ | ૨૦ | ૫૯ | ૨ | ૨૬ | ૪૦ | ૩૪ | ૬ | ૦ | ૪૪ | ૩૬ | ૦ | ૦ | ૪૪ | ૩૬ |
| ૪ | ૨૯ | ૨૫ | ૨૨ | ૩ | ૦ | ૩૫ | ૧૧ | ૨ | ૨૬ | ૪૭ | ૨૨ | ૬ | ૦ | ૪૧ | ૩૬ | ૦ | ૦ | ૪૧ | ૩૬ |
| ૪ | ૨૯ | ૩૩ | ૨૨ | ૩ | ૧ | ૪૭ | ૫૯ | ૨ | ૨૬ | ૫૫ | ૨૨ | ૬ | ૦ | ૩૮ | ૩૬ | ૦ | ૦ | ૩૮ | ૩૬ |
| ૪ | ૨૯ | ૪૧ | ૧૦ | ૩ | ૩ | ૨ | ૧૧ | ૨ | ૨૭ | ૩ | ૨૨ | ૬ | ૦ | ૩૫ | ૩૬ | ૦ | ૦ | ૩૫ | ૩૬ |
| ૪ | ૨૯ | ૫૦ | ૨૨ | ૩ | ૪ | ૧૪ | ૫૯ | ૨ | ૨૭ | ૧૧ | ૨૨ | ૬ | ૦ | ૩૧ | ૪૮ | ૦ | ૦ | ૩૧ | ૪૮ |
| ૪ | ૨૯ | ૫૮ | ૨૨ | ૩ | ૫ | ૨૮ | ૫૯ | ૨ | ૨૭ | ૧૯ | ૩૪ | ૬ | ૦ | ૨૮ | ૩૬ | ૦ | ૦ | ૨૮ | ૩૬ |
| ૫ | ૦ | ૬ | ૧૦ | ૩ | ૬ | ૪૩ | ૧૧ | ૨ | ૨૭ | ૨૩ | ૨૨ | ૬ | ૦ | ૨૫ | ૩૬ | ૦ | ૦ | ૨૫ | ૩૬ |
| ૫ | ૦ | ૧૫ | ૧૦ | ૩ | ૭ | ૫૫ | ૫૯ | ૨ | ૨૭ | ૩૪ | ૨૨ | ૬ | ૦ | ૨૨ | ૩૬ | ૦ | ૦ | ૨૨ | ૩૬ |
| ૫ | ૦ | ૨૪ | ૧૦ | ૩ | ૯ | ૧૦ | ૧૧ | ૨ | ૨૭ | ૪૨ | ૨૨ | ૬ | ૦ | ૧૯ | ૩૬ | ૦ | ૦ | ૧૯ | ૩૬ |
| ૫ | ૦ | ૩૩ | ૨૨ | ૩ | ૧૦ | ૨૨ | ૫૯ | ૨ | ૨૭ | ૫૦ | ૨૨ | ૬ | ૦ | ૧૬ | ૩૬ | ૦ | ૦ | ૧૬ | ૩૬ |
| ૫ | ૦ | ૪૦ | ૫૮ | ૩ | ૧૧ | ૩૬ | ૫૯ | ૨ | ૨૭ | ૫૮ | ૩૪ | ૬ | ૦ | ૧૩ | ૩૬ | ૦ | ૦ | ૧૩ | ૩૬ |
| ૫ | ૦ | ૫૧ | ૧૦ | ૩ | ૧૨ | ૫૧ | ૧૧ | ૨ | ૨૮ | ૫ | ૨૨ | ૬ | ૦ | ૯ | ૪૮ | ૦ | ૦ | ૯ | ૪૮ |
| ૫ | ૧ | ૦ | ૧૦ | ૩ | ૧૪ | ૩ | ૫૯ | ૨ | ૨૮ | ૧૩ | ૨૨ | ૬ | ૦ | ૬ | ૩૬ | ૦ | ૦ | ૬ | ૩૬ |
| ૫ | ૧ | ૯ | ૧૦ | ૩ | ૧૫ | ૧૮ | ૧૧ | ૨ | ૨૮ | ૨૧ | ૨૨ | ૬ | ૦ | ૩ | ૩૬ | ૦ | ૦ | ૩ | ૩૬ |
| ૫ | ૧ | ૧૭ | ૫૮ | ૩ | ૧૬ | ૩૦ | ૫૯ | ૨ | ૨૮ | ૨૯ | ૨૨ | ૬ | ૦ | ૦ | ૩૬ | ૦ | ૦ | ૦ | ૩૬ |
| ૫ | ૧ | ૨૮ | ૧૦ | ૩ | ૧૭ | ૪૫ | ૧૧ | ૨ | ૨૮ | ૩૭ | ૩૪ | ૫ | ૨૯ | ૫૭ | ૩૬ | ૧૧ | ૨૯ | ૫૭ | ૩૬ |
| ૫ | ૧ | ૩૬ | ૫૮ | ૩ | ૧૮ | ૫૭ | ૫૯ | ૨ | ૨૮ | ૪૪ | ૨૨ | ૫ | ૨૯ | ૫૪ | ૩૬ | ૧૧ | ૨૯ | ૫૪ | ૩૬ |
| ૫ | ૧ | ૪૬ | ૫૮ | ૩ | ૨૦ | ૧૨ | ૧૧ | ૨ | ૨૮ | ૫૨ | ૨૨ | ૫ | ૨૯ | ૫૦ | ૪૮ | ૧૧ | ૨૯ | ૫૦ | ૪૮ |
| ૫ | ૧ | ૫૭ | ૧૦ | ૩ | ૨૧ | ૨૪ | ૫૯ | ૨ | ૨૯ | ૦ | ૨૨ | ૫ | ૨૯ | ૪૭ | ૩૬ | ૧૧ | ૨૯ | ૪૭ | ૩૬ |
| ૫ | ૨ | ૫ | ૫૮ | ૩ | ૨૨ | ૩૯ | ૧૧ | ૨ | ૨૯ | ૮ | ૩૪ | ૫ | ૨૯ | ૪૪ | ૩૬ | ૧૧ | ૨૯ | ૪૪ | ૩૬ |
| ૫ | ૨ | ૧૫ | ૫૮ | ૩ | ૨૩ | ૫૧ | ૫૯ | ૨ | ૨૯ | ૧૫ | ૨૨ | ૫ | ૨૯ | ૪૧ | ૩૬ | ૧૧ | ૨૯ | ૪૧ | ૩૬ |

# જ્યોતિઃપ્રકાશ.

પુસ્તક ૧ લું. જુલાઈ. અંક ૬.



**આ માસિક પુસ્તકમધ્યે**

પત્રિકા, વર્ષફળ, માસફળ, દિનફળ, પ્રશ્નસંબંધીફળ, રમળશાસ્ત્ર, સ્વરશાસ્ત્ર, કેરલશાસ્ત્ર, પંચપક્ષી, સૂર્યસિદ્ધાંતાદિસિદ્ધાંત, લીલાવતી, બીજ, અને વિવાહમૈત્ર્યાદિ સકળ મુહૂર્તનિર્ણયન-પ્રકાર ઇત્યાદિ સંપૂર્ણ જ્યોતિષશાસ્ત્ર, વિષે અતિ-સુલભ રીતે ધીમેધીમે માહિતી આપવામાં આવશે. અને અંગ્રેજી રીતે દરેક માસમાંના દરેક દિવસના સ્પષ્ટ ગ્રહ આપવામાં આવશે.

આ માસિક પુસ્તક,

**નારાયણ ગોવિંદરાવ કડલક,**

એને તૈયાર કરીને

પુના, જ્ઞાનચક્ષુ પ્રેસમાં છપાવ્યું છે.

તારીખ ૧૮ જુલાઈ સને ૧૮૮૫ ઇસ્વી.

કિંમત ૬ આના.

## પુસ્તકની કિંમત.

| | રૂ | આ |
|---|---|---|
| એક વર્ષના અગાઉ ટપાલ ખર્ચસાથે, ત્રણ રૂપિઆ ૭ આના......... | ૩ | ૬ |
| ,, ,, પાછળથી ............................................ | ૪ | ૮ |
| દરેક અંકને.................................................... | ૦ | ૬ |

---

## ચેતવણી.

કેટલાએક વર્ગણીદાર સાહેબો તરફથી કાગળો આવેછે. તેઓનાં નામ તથા પત્તા બરાબર સમજતાં નથી, કરીને સારી રીતે નામ તથા પત્તા લખીને મોકલવાની મેહેરબાની કરવી એટલે અંક મોકલવાને ઠીક પડશે.

નારાયણ ગોવિંદરાવ કડલક,

પુના, રાસ્તાની પેઠ, પુતળીના તાબુત પાસે

ઘર નંબર ૩૦૩.

## હવે ગમેપણ અશુભ ચંદ્ર હોય તોપણ તેને કંઈ વધારે ચોગ મળવાથી થોડો દોષ આવેછે તવિષે વિચાર કહું છું.

શુક્લ પખ્ખવાડિઆમાં દીવસે, મેષ, મિથુન, સિંહ, તુલા, ધન અને કુંભ એ રાશીને શનિ છતાં તે શનિ જો ચંદ્રને જોતો હશે તો, તે ચંદ્ર દુરફયોગના દોષના ઓછાપણાને મળેછે, અને વદ પખ્ખવાડીઆમાં રાતે, વરખ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર અને મીન એ સમરાશીને મંગળ છતાં, તે ચંદ્રમે જોતો હશે તો, નબળાપણાને લીધે ચંદ્રને મળેલા જે દોષ તેને ઓછાપણું લાવેછે. અને સમરાશીમાં રહેલો મંગળ, ચંદ્રને જોતો નહીં હશે તો, દુરફયોગસંબંધી જે કંઇ દોષ ચંદ્રને હશે, તેનું વધારેપણું કરેછે.

### મારગીનો ગ્રહ.

મેષથી ક્રમે કરીને ગ્રહ પોતાની ગતિથી આગળ (મેષને, વરખને, મિથુનને ઇત્યાદિ) જતો હશે તો, મારગીનો ગ્રહ છે એમ સમજવું. એનું ફળ કામને બળ લાવવું એ છે.

### વકરીનો ગ્રહ.

મેષથી ક્રમે કરીને ગ્રહ પોતાની ગતિથી પાછળ (મીનને, કુંભને, મકરને ઇત્યાદિ) જતો હશે, તો તેને વકરીનો ગ્રહ એવું કહેછે. એનું ફળ કામને નબળાપણું લાવવું એમ છે.

### સ્તંભન ગ્રહ.

એકજ રાશીને ગ્રહ નિમેલા વખ્ત કરતાં ઘણા દીવસ રહ્યો એટલે તેને સ્તંભન ગ્રહ એવું કહેછે. એનું ફળ મિશ્ર સમજવું.

### પ્રતિબંધકારીચોગ.

કોઇપણ વખ્તે લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ એમાંથી મંદગતિ ગ્રહ જે હશે, તેને બીજો કાર્ય કરનારો શીઘ્રગતિગ્રહ આવીને મળનારો છે. તે મળવાની અગાઉજ બીજો કોઇપણ એકાદ ગ્રહ તે કાર્ય કરનારા મંદગતિગ્રહને આવીને મળશે તો, એવા ચોગને પ્રતિબંધકારીયોગ એવું કહેછે. અને જે કાર્ય કરનારાં ગ્રહ છતાં, તેમાંથી શીઘ્રગતિગ્રહ કાર્ય કરનારા મંદગતિગ્રહને જોવાની અગાઉજ બીજો કોઇપણ એકાદ ઘણોજ જલદ ચાલનારો ગ્રહ આવીને તે કાર્ય કરનારા મંદગતિગ્રહને જોશે તો, એ યોગને પ્રતિબંધકારી યોગ એવું કહેછે. એ યોગનું ફળ એવું છે કે, કોઇપણ કામ થવાનું હશે તેમાં બીજો કોઇપણ માણસ આવીને અટકાવ કરવાને લીધે કાર્યનો નાશ થશે.

કોઇપણ સવાલ વખ્તે લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ એ બેઉ મારગીના છતાં, તેમાંથી શીઘ્રગતિગ્રહને મળવાની મરજી કરતો હશે, તો સવાલ કરનારનું કામ ઉત્તમ રીતનું થશે એમ સમજવું.

---

૧ અટકાવ કરનારો યોગ. ૨ કામ.

કોઇપણ સવાલ વખતે લગ્નાધિપતિ અને કાર્યાધિપતિ એ બેઉ વક્રગતિના છતાં તેમાંથી શીઘ્રગતિગ્રહ મંદગતિગ્રહને મળવાની મરજી કરતો હશે, તો સવાલ કરનારનું કામ ઘણીજ મેહેનતથી થશે.

કોઇપણ સવાલ વખતે લગ્નાધિપતિ ને કાર્યાધિપતિ એ બેઉમાંથી એક માર્ગગતિગ્રહ ને એક વક્રગતિ છતાં, માર્ગગતિગ્રહ, વક્રગતિગ્રહને મળવાની મરજી કરતો હશે તો, સવાલ કરનારના કામમાં ઘણાં સંકટ આવશે.

કોઇપણ સવાલ વખતે લગ્નાધિપતિ અને કાર્યાધિપતિ એ બેઉની જેમ જેમ[1] યુતિ થતી જશે, તેમ તેમ કામ થવાનો વધારે સંભવ છે એમ સમજવું. કાર્યેશ અને લગ્નેશ એઓની યુતિ જેમ જેમ છૂટી થતી જશે, તેમ તેમ કામ થવાનો સંભવનથી એવું સમજવું.

## ફળવિનાશકયોગ.

કોઇપણ ગ્રહ બીજા ગ્રહસાથે મળવાની મરજી કરવા છતાં, તે મળવાની આગાઉ, જે ગ્રહસાથે મળનાર તે ગ્રહપર બીજા એકાદ પાપગ્રહની નજર આવીતો, અથવા તેને બીજો એકાદ પાપગ્રહ આવીને મળતો હશે તો, ફળ વિનાશકયોગ થાયછે. એનું ફળ કાર્યનો નાશ કરવો એ છે.

## હવે વક્રગતિક પ્રતિબંધકારીયોગ.

કોઇપણગ્રહ બીજાગ્રહની સાથે આવીને જલદી મળનારો છતાં, તે વક્રીથઇને મીલાફ નહીં થતો હશે તો, અથવા કોઇપણગ્રહ બીજા ગ્રહઉપર અવલોકન[2] કરવા છતાં, તેના વક્રગતિને લીધે નજરનો નાશ થતો હશે તો, વક્રગતિક પ્રતિબંધકારીયોગ થાયછે, એનું ફળ કામને અટકાવ થવું એ છે.

## તૈજસ[3]યોગ.

શીઘ્રગતિગ્રહ મંદગતિગ્રહને હમણાંજ છોડીને બીજા ઘણાંજ મંદગતિગ્રહને જઇને મળનારો હોય, એટલે, તે શીઘ્રગતિગ્રહ છોડેલા મંદગતિગ્રહનું તેજ લઇને બીજા ઘણાજ મંદગતિગ્રહને આપેછે; એવા યોગને તૈજસયોગ કહેછે. એનું ફળ બીજાના હાથથી કામ થશે એવું છે.

## સાંબંધિકયોગ.

કોઇપણ ગ્રહ બીજા ગ્રહની રાશીને, હદ્દને, દ્રેષ્કાણમાં અથવા નવાંશમાં છતાં, તે બીજો ગ્રહ તેના રાશિને, હદ્દને, દ્રેષ્કાણમાં અથવા નવાંશમાં હશે, તો એ યોગને સાંબંધિકયોગ એવું કહેછે. ઉદાહરણ, રવિ મેષને અથવા વૃશ્ચિકને છતાં, મંગળ સિંહને હશે તો, ગૃહ સાંબંધીકયોગ સમજવો, એપ્રમાણે નવાંશાદિ સંબંધ સમજવા. એનું ફળ એવું છે કે સવાલ કરનારનું કામ કોઇપણ ખરાબ નજર ઇત્યાદિ કારણને લીધે થનાર નહીં. એવું આવ્યું, તોપણ એ સાંબંધીકયોગને લીધે સવાલ કરનારનું કામ થશે એમ કહેવું.

1 મીલાફ. 2 જોવું. 3 તેજવાળો.

## જ્વલિતગ્રહ.

જે ગ્રહ સૂર્યથી ૮॥ અંશ સુધી સૂરજની આગળ, અથવા પાછળ હશે, તો તેને જ્વલિતગ્રહ કહેછે. એનું ફળ માઠું સમજવું.

## પૂર્ણ જ્વલિતગ્રહ.

પૂર્ણ જ્વલિતગ્રહ એટલે સૂરજથી ૧૭ કલાની છેટે રહેનારો ગ્રહ. એનું ફળ ઘણુંજ માઠું સમજવું.

## દૃષ્ટિશૂન્યગ્રહ.

જે ગ્રહપર કોઇપણ ગ્રહની નજર નહીં, તેને દ્રષ્ટીશૂન્યગ્રહ એવું કહેછે. એનું ફળ એવું છે કે, સવાલ કરનારનો કામનો નાશ થશે.

## પાપયોગ.

કોઇપણ ગ્રહ બીજાથી અને બારમાં ઘેરમાં પાપગ્રહ હશે, તો તે યોગને પાપયોગ એવું કહેછે. એ યોગનું ફળ માઠું સમજવું.

## તેજોવૃદ્ધિકરગ્રહ.

કોઇપણ ગ્રહ સૂરજને છોડીને આગળ જતો હશે, એટલે તેને તેજોવૃદ્ધિકર ગ્રહ એવુ કહેછે. અથવા કોઇપણ ગ્રહને સૂરજ છોડીને આગળ જતો હશે, એટલે તેને તેજોવૃદ્ધિકર ગ્રહ કહેછે. એ ગ્રહનું ફળ કામ થવું એમ છે.

## હવે ગ્રહના ઉચ્ચ, નીચવિષે વિચાર કહુંછું.

રવિ મેષ રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
ચંદ્ર વરખ રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
મંગળ મકર રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
બુધ કન્યા રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
ગુરૂ કર્ક રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
શુક્ર મીન રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
શનિ તૂલા રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
રાહુ મિથુન રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
કેતુ તૂલા રાશિને હશે તો ઉચ્ચીનો છે એમ સમજવું.
રવિ તૂલા રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.
ચંદ્ર વૃશ્ચિક રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.
મંગળ કર્ક રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.
બુધ મીન રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.

૧ બળતો.

ગુરૂ મકર રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.
શુક્ર કન્યા રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.
શનિ મેષ રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.
રાહુ ધન રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.
કેતુ મેષ રાશિને હશે તો નીચીનો છે એમ સમજવું.

## હવે ગ્રહના ઘણાજ ઉચ્ચ નીચવિષે વિચાર કહું છું.

રવિ મેષ રાશિને છતાં ૧૦ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઉચ્ચીનો છે એમ સમજવું.

ચંદ્ર વરખ રાશિને છતાં ૩ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઊંચો સમજવો.

મંગળ મકર રાશિને છતાં ૨૮ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઊંચો છે એમ સમજવું.

બુધ કન્યા રાશિને છતાં ૧૫ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઊંચો છે એમ સમજવું.

ગુરૂ કર્ક રાશિને છતાં ૫ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઊંચો છે એમ સમજવું.

શુક્ર મીન રાશિને છતાં ૨૭ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઊંચો છે એમ સમજવું.

શનિ તૂલા રાશિને છતાં ૨૦ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઊંચો છે એમ સમજવું.

રાહુ મિથુન રાશિને છતાં ૨૦ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઊંચો છે એમ સમજવું.

કેતુ તૂલા રાશિને છતાં, તે ૨૦ અંશની અંદર હશે તો, તે ઘણોજ ઊંચો છે એમ સમજવું.

રવિ તૂલા રાશિને છતાં ૧૦ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

ચંદ્ર વૃશ્ચિક રાશિને છતાં ૩ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

મંગળ કર્ક રાશિને છતાં ૨૮ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

બુધ મીન રાશિને છતાં ૧૫ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

ગુરૂ મકર રાશિને છતાં ૫ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

શુક્ર કન્યા રાશિને છતાં ૨૭ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

શનિ મેષ રાશિને છતાં ૨૦ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

રાહુ ધન રાશિને છતાં ૨૦ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

કેતુ મેષ રાશિને છતાં ૨૦ અંશની અંદર હશે તો, તે ઘણોજ નીચીનો છે એમ સમજવું.

## હવે તન્વાદિ બાર ભાવ સાધવાની રીત કહું છું.

### પેહેલું ભાવ સાધવાની રીત.

જે ઇષ્ટકાલનો ભાવ સાધવાનું હશે તે વખતનું લગ્ન, આગળ કહેલી રીતથી સાધવું, એટલે તેજ પેહેલા ભાવ થાયછે.

### બીજો ભાવ સાધવાની રીત.

દસમાં ભાવમાંથી સાતમું ભાવ બાદ કરીને જે બાકી રેહેશે, તેને ૩ એ સંખ્યેથી ભાગવું, અને જે ભાગીને જે ભાગાકાર આવશે તે પેહેલા ભાવમાં ઉમેરવો, એટલે બીજો ભાવ થાયછે.

### ત્રીજો ભાવ સાધવાની રીત.

દસમાં ભાવમાંથી સાતમું ભાવ બાદ કરીને જે બાકી રેહેશે, તેને ૩ ત્રણ એ સંખ્યેથી ભાગવું, અને ભાગીને જે ભાગાકાર આવશે તેનું બમણું કરીને તે પેહેલા ભાવમાં ઉમેરવું, એટલે ત્રીજો ભાવ થાયછે.

### ચોથો ભાવ સાધવાની રીત.

દસમાં ભાવને ૬ છ રાશી ઉમેરવી એટલે ચોથું ભાવ થાયછે.

### પાંચમો ભાવ સાધવાની રીત.

દસમાં ભાવમાંથી સાતમું ભાવ બાદ કરીને તેને ૩ એ સંખ્યેથી ભાગવું, અને ભાગીને જે લબ્ધ આવશે તે બે રાશીમાં બાદ કરવું, અને જે બાકી રેહેશે તે ચોથા ભાવને ઉમેરવી, એટલે પાંચમો ભાવ થાયછે.

### છઠો ભાવ સાધવાની રીત.

દસમાં ભાવમાંથી સાતમું ભાવ બાદ કરીને, જે બાકી રેહેશે તેને ૩ એ સંખ્યેથી ભાગવું, ને ભાગીને જે, ભાગાકાર આવશે તે બે રાશીમાં બાદ કરવું, અને જે બાકી રેહેશે, તેનું બમણું કરીને તે ચોથા ભાવમાં ઉમેરવું એટલે છઠો ભાવ થાયછે.

### સાતમો ભાવ સાધવાની રીત.

પેહેલા ભાવને ૬ છ રાશી ઉમેરવી એટલે સાતમું ભાવ થાયછે.

### આઠમો ભાવ સાધવાની રીત.

બીજા ભાવને ૬ છ રાશી ઉમેરવી એટલે આઠમો ભાવ થાયછે.

### નવમો ભાવ સાધવાની રીત.

ત્રીજા ભાવને ૬ છ રાશી ઉમેરવી એટલે નવમો ભાવ થાયછે.

### દસમો ભાવ સાધવાની રીત.

દસમું ભાવ સાધવાને નતોન્નતની ગરજ લાગેછે, કરીને નતોન્નત સાધવાની રીત કહેવું એ જરૂર છે, કરીને પેહેલાં તેવિષે વિચાર કહુંછું.

## દિન પૂર્વનત, દિન પશ્ચિમનત, રાત્રી પૂર્વનત, અને રાત્રી પશ્ચિમનત એવાં ચાર રીતનાં નત છે, તેનું સાધન એ પ્રમાણે.

૧. દિવસે બાર વાગવાની અગાઉ સૂરજ ઉદયથી જે ગએલી ઇષ્ટ ઘડી હશે, તે અરધા દિવસની ઘડીમાંથી બાદ કીધી તો દીનપૂર્વનત ઘડી થાયછે.

૨. દિવસે બપોર પછી ઇષ્ટકાલથી જે દિવસ રહ્યો હશે, તે અરધા દિવસમાંથી બાદ કરવો, એટલે દિવસ પશ્ચિમનત થાયછે.

૩. મધરાત પછી ઇષ્ટકાલથી જે બાકી રહેલી રાત હશે, તેને અરધા દિવસમાં ઉમેરવી, એટલે રાત્રિ પૂર્વનત થાયછે.

૪. મધરાતની અગાઉ ઇષ્ટકાલસુધી જે ગએલી રાત હશે, તેને અરધો દિવસ ઉમેરવો એટલે રાત્રિ પશ્ચિમનત થાયછે.

નતકાલ ૩૦ ઘડીમાંથી બાદ કીધો છતાં ઉન્નતકાલ થાયછે, ને પૂર્વનત બાદ કીધો હોય તો, પૂર્વઉન્નતકાલ સમજવો; અને પશ્ચિમનત બાદ કીધો હોય તો પશ્ચિમઉન્નતકાલ સમજવો.

પૂર્વોન્નત આવ્યું છતાં, ઉન્નતકાલને ઇષ્ટકાલ ધારીને તે વખતના સૂરજને ૬ રાશી ઉમેરીને લંકા ઉદયથી આગળ કહેલા લગ્નસાધનપ્રમાણે લગ્ન સાધવું, એટલે તે દસમો ભાવ થાયછે; અને પશ્ચિમનત આવ્યું છતાં, નતકાલને ઇષ્ટકાલ ધારીને તે વખતના સૂર્યથી લગ્નપ્રમાણે લંકા ઉદયથી લગ્ન સાધવું એટલે તે * દસમું ભાવ થાયછે.

### અગિઆરમો ભાવ સાધવાની રીત.

પાંચમાં ભાવને ૬ છ રાશી ઉમેરવી એટલે અગિઆરમું ભાવ થાયછે.

### બારમો ભાવ સાધવાની રીત.

૬ ઠા ભાવને ૬ છ રાશી ઉમેરવી એટલે બારમું ભાવ થાયછે.

---

### હવે ભાવ સંધિ પ્રકાર કહું છું.

તનુભાવ અને બીજું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એટલે તનુભાવની વિરામસંધી અને બીજા ભાવની આરંભસંધી થાયછે.

બીજું ભાવ અને ત્રીજું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એટલે બીજા ભાવની વિરામસંધી અને ત્રીજા ભાવની આરંભસંધી થાયછે.

ત્રીજું ભાવ અને ચોથું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એટલે ત્રીજા ભાવની વિરામસંધીને ચોથા ભાવની આરંભસંધી થાયછે.

ચોથું ભાવ અને પાંચમું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એટલે ચોથા ભાવની વિરામસંધી ને પાંચમાં ભવનની આરંભસંધી થાયછે.

---

* બરાબર બપોરે જનમ થયો છતાં સૂરજજ દસમો ભાવ થાયછે. અને બરાબર મધરાતે જનમ છતાં તે વખતનો જે સૂરજ તે ચોથો ભાવ થાયછે.

પાંચમું ભાવ અને છઠ્ઠું ભાવ, એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું, એટલે પાંચમાં ભાવની વિરામસંધી અને છઠ્ઠા ભાવની આરંભસંધી થાયછે.

છઠ્ઠું ભાવ અને સાતમું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું, એટલે છઠ્ઠાં ભાવની વિરામસંધી અને સાતમાં ભાવની આરંભસંધી થાયછે.

સાતમું ભાવ અને આઠમું ભાવ એ બેઉના સરવાળો કરીને અરધું કીધું એટલે સાતમાં ભાવની વિરામસંધી અને આઠમાં ભાવની આરંભસંધી થાયછે.

આઠમું ભાવ અને નવમું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એટલે આઠમાં ભાવની વિરામસંધી અને નવમાં ભાવની આરંભસંધી થાયછે.

નવમું ભાવ અને દસમું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એટલે નવમાં ભાવની વિરામસંધી અને દસમાં ભાવની આરંભસંધી થાયછે.

દસમું ભાવ અને અગિઆરમું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એ-ટલે દસમાં ભાવની વિરામસંધી અને અગિઆરમાં ભાવની આરંભસંધી થાયછે.

અગિઆરમું ભાવ અને બારમું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એ-ટલે અગિઆરમાં ભાવની વિરામસંધી અને બારમાં ભાવની આરંભસંધી થાયછે.

બારમું ભાવ અને પેહેલું ભાવ એ બેઉનો સરવાળો કરીને અરધું કીધું એટલે બારમાં ભાવની વિરામસંધી અને પેહેલા ભાવની આરંભસંધી થાયછે.

## હવે ભાવ ફળ વિચાર કહુંછું.

ગ્રહ ભાવકરતાં વધારે છતાં વિરામસંધીથી વધારે હશે તો, જે ભાવને ગ્રહ હશે, તે ભાવના આગળના ભાવનું ફળ આપેછે.

ગ્રહ ભાવકરતાં ઓછો છતાં આરંભસંધીથી પણ ઓછો હશે તો, ગ્રહ જે ભાવને હશે, તેના પાછળના ભાવનું ફળ આપેછે.

ગ્રહ ભાવકરતાં વધારે છતાં વિરામસંધીથી ઓછો હશે તો, ગ્રહ જે ભાવને હોયછે, તેજ ભાવનું ફળ આપેછે.

ગ્રહ ભાવથી ઓછો છતાં આરંભસંધીથી વધારે હશે તો, ગ્રહ જે ભાવને હશે, તેજ ભાવનું ફળ આપેછે.

સારાંશ, ગ્રહ જે ભાવના આરંભ વિરામસંધીમાં હોયછે, તે ભાવનું ફળ આ-પેછે. અને ગ્રહ આરંભ વિરામસંધીથી ઓછો અથવા વધારે હશે, તો, તો એક પછી એક આગળ કહ્યાપ્રમાણે ભાવનું ફળ આપેછે.

ભાવચલિત કુંડલી કરવી તે ઉપલા ભાવ ફળ વિચારપરથી જે ભાવનું ફળ ગ્રહ આપતો હશે, તેપ્રમાણે ગ્રહ માંડીને ભાવચલિત કુંડલી કરવી.

### ઉદાહરણ,

શકે ૧૮૦૭ વૈશાખ વદ ૧૧ રવિવાર તારીખ ૧૦ મે ૧૮૮૫, એ દિવસે સ-

વારે ૭ વાગી ૪૧ મિનિટે કોઇએકનો જનમ થયો, કરીને તે વખતના ભાવ સાધવાના છે, તે એપ્રમાણે.

એ દિવસે રવિ ઉદય ૫ પાંચ વાગી ૨૯ મિનિટે છે, કરીને ઇષ્ટકાલસુધી ૨ કલાક અને ૧૨ મિનિટ એટલે ૫ ઘડી અને ૩૦ પલ થયાં.

હવે તારીખ ૧૦ મેના બાર વાગતાંનો સાયન રવિ રા. ૧ અં. ૧૯ ક. ૪૫ વિ. ૭ છે. અને તારીખ ૧૧ મી મેના બાર વાગતાંનો સાયન રવિ રા. ૧ અં. ૨૦ ક. ૪૩ વિ. ૨ છે. એનું અંતર ૫૭ કલા અને ૫૫ વિકલા આવ્યું. એ એક દિવસની રવિની ગતિ થઇ, એ ગતિને તારીખ ૧૦ મેના બાર વાગતાના રવિને ૪ કલાક અને ૧૯ મિનિટનું ચાલન બાદ આપ્યું એટલે ઇષ્ટકાલનો સાયન રવિ થશે.

હવે ૪ કલાક અને ૧૯ મિનિટ એનું ચાલન ૧૦ ક. ૨૫ વિકલા એટલું આવ્યું. તે તારીખ ૧૦ ના ૧૨ વાગતાંના રવિમાં બાદ કર્યું ત્યારે રા. ૧ અં. ૧૯ ક. ૩૪ વિ. ૪૧ એ ઇષ્ટકાલનો સાયન સ્પષ્ટ રવિ થયો. એના અંશ ૩૦ સમાં બાદ કરીને બાકી ૧૦ અં. ૨૫ ક. અને ૧૯ વિ. આવી, એ બાકીને ઇષ્ટકાલનો રવિ વરખને છે કરીને વરખ ઉદયપલ ૨૬૬ એથી ગુણ્યું.

| | |
|---|---|
| ૧૦ × ૨૬૬ = ૨૬૬૦ | ૬૬૫૦ + ૮૪ = ૬૭૩૪ |
| ૨૫ × ૨૬૬ = ૬૬૫૦ | ૬૭૩૪ ÷ ૬૦ = ૧૧૨ |
| ૧૯ × ૨૬૬ = ૫૦૫૪ | ૨૬૬૦ + ૧૧૨ = ૨૭૭૨ |
| ૫૦૫૪ ÷ ૬૦ = ૮૪ | ૨૭૭૨ ÷ ૩૦ = ૯૨ એ રવિ ભોગ્યકાલ થયો. |

એ ભોગ્યકાલ, ઇષ્ટકાલનાં પલ ૩૩૦ એમાં બાદ કરીને ૨૩૮ પલ રહ્યાં, એમાંથી મિથુનઉદય પલ ૩૧૦ બાદ જતાં નથી કરીને એ મિથુન અશુદ્ધઉદય થયો.

હવે ૨૩૮ × ૩૦ = ૭૧૪૦ અને અશુદ્ધઉદય જે મિથુન, એના પલ ૩૧૦ એથી ભાગ્યું ત્યારે અંશ ઇત્યાદિ ભાગાકાર આવ્યો તે અં. ૨૩ ક. ૧ વિ. ૫૬ છે.

હવે અશુદ્ધઉદય મિથુન છે કરીને તેના અગાઉના અંક ૨ એ, જે અંશ ઇત્યાદિ ભાગાકાર આવ્યો તેના ઉપરના ભાગમાં રાશીને ઠેકાણે ઉમેર્યો, ત્યારે રા. ૨ અં. ૨૩ ક. ૧ વિ. ૫૬ એ સાયન લગ્ન થયું. એમાંથી અયનાંશ ૧૮ અંશ ૧૬ કલા ૧૫ વિકલા બાદ કીધી એટલે ૨ રા. ૪ અં. ૪૫ ક. ૪૧ વિ. એ ઇષ્ટકાલનું નિરયણ સ્પષ્ટ લગ્ન થયું. એ પેહેલો ભાવ થયો, અને એને ૬ રાશિ ઉમેરીને રા. ૮ અં. ૪ ક. ૪૫ વિ. ૪૧ એ સાતમો ભાવ થયો.

તારીખ ૧૦ મેને દીને દીનમાન ૩૨ ઘડી ૧૮ પલ છે. ને જનમકાલ બપોરની અગાઉ છે, કરીને દીવસનું અરધું ૧૬ ઘડી ૯ પલ એમાંથી ઇષ્ટકાલની ઘડી ૫ પલ ૩૦ બાદ કરીને ૧૦/૩૯ એ દિનપૂર્વનત થયું. એ ૩૦ સમાંથી બાદ કરીને ૧૯/૨૧ એ દિનપૂર્વોન્નત થયું એમાટે ૧૯ ઘડી ૨૧ પલ ઇષ્ટકાલ ધારીને લગ્નપ્રમાણે દસમો ભાવ સાધવો.

ઇષ્ટકાલનો સાયન સ્પષ્ટ રવિ રા. ૧ અં. ૧૯ ક. ૩૪ વિ. ૪૧ એને ૬ રાશિ

ઉમેરીને રા. ૭ અં. ૧૯ ક. ૩૪ વિ. ૪૧ એટલો થયો. એના ભોગ્ય અંશ ૩૦ માં બાદ કરીને ૧૦ અંશ ૨૫ કલા ૧૯ વિકલા આવી. એને લંકા વૃશ્ચિકઉદય પલ ૨૯૯ એ ગુણ્યું.

| | |
|---|---|
| ૧૦ × ૨૯૯ = ૨૯૯૦ | ૭૪૭૫ + ૯૪ = ૭૫૬૯ |
| ૨૫ × ૨૯૯ = ૭૪૭૫ | ૭૫૬૯ ÷ ૬૦ = ૧૨૬ |
| ૧૯ × ૨૯૯ = ૫૬૮૧ | ૨૯૯૦ + ૧૨૬ = ૩૧૧૬ |
| ૫૬૮૧ ÷ ૬૦ = ૯૪ | ૩૧૧૬ ÷ ૩૦ = ૧૦૩ એ ભોગ્યકાલ થયો. |

હવે એ ભોગ્યકાલ, ઉન્નતકાલ૨૫ ઇષ્ટ ૧૧૬૧ પલ (૧૯ ઘ. ૨૧ પ.) એમાં બાદ કરીને બાકી ૧૦૫૮ રહ્યાં એમાંથી લંકા ધનઉદય પલ ૩૨૩ બાદ કરીને બાકી ૭૩૫ રહ્યાં. એમાંથી લંકા મકરઉદય પલ ૩૨૩ બાદ કરીને ૪૧૨ રહ્યાં. એમાંથી લંકા કુંભઉદય પલ ૨૯૯ બાદ કરીને બાકી ૧૧૩ રહ્યાં, એમાંથી મીનઉદય પલ બાદ જતાં નથી તેથી એ મીન અશુદ્ધઉદય થયો, કરીને ૧૧૩ ને ૩૦ સે ગુણ્યું ત્યારે ૩૩૯૦ આવ્યાં. એને અશુદ્ધઉદય જે મીન તેના ઉદયથી (૨૭૮ પલ) ભાગ્યું, ત્યારે અંશઅત્યાદિ ભાગાકાર આવ્યો, તે ૧૨ અં. ૧૧ ક. ૩૯ વિ. એટલો છે, એમાં અશુદ્ધઉદયના અગાઉની રાશિ ૧૧ ઉમેરી ત્યારે ૧૧ રા. ૧૨ અં. ૧૧ ક. ૩૯ વિ. એટલો થયો. એમાંથી અયનાંશ ૧૮ અં. ૧૬ ક. ૧૫ વિ. બાદ કીધી ત્યારે ૧૦ રા. ૨૩ અં. ૫૫ ક. ૨૪ વિ. એ દસમો ભાવ થયો.

હવે દસમાં ભાવમાં સાતમું ભાવ બાદ કરીને બાકી ૨/૧૬/૯/૪૩ રહી, એ બાકીનો ત્રીજો ભાગ ૦/૨૬/૨૩/૧૪ એટલો છે, એ તનુભાવમાં ઉમેરયો ત્યારે ૩/૧/૮/૫૫ એ બીજો ભાવ થયો. અને આગળ લાવેલા ત્રીજા ભાગનું બમણું ૧/૨૨/૪૬/૨૮ એ તનુભાવમાં ઉમેર્યા, ત્યારે ૩/૨૭/૩૨/૯ એ ત્રીજો ભાવ થયો. અને આગળ લાવેલા દસમાં ભાવમાં ૬ રાશી ઉમેરી ત્યારે ૪/૨૩/૫૫/૨૪ એ ચોથો ભાવ થયો. અને આગળ લાવેલો ત્રીજો ભાગ બે રાશીમાં બાદ કરીને બાકી ૧/૩/૩૬/૪૬ રહી, એ ચોથા ભાવને ઉમેરી ત્યારે ૫/૨૭/૩૨/૧૦ એ પાંચમો ભાવ થયો. અને આગળના બાકીનું બમણું ૨/૭/૧૩/૩૨ એ ચોથા ભાવને ઉમેરી ત્યારે ૭/૧/૮/૫૬ એ ૬ ઠો ભાવ થયો. અને બીજા ભાવને ૬ રાશી ઉમેરી ત્યારે ૯/૧/૮/૫૫ એ આઠમો ભાવ થયો. અને ત્રીજા ભાવને ૬ રાશી ઉમેરી ત્યારે ૯/૨૭/૩૨/૯ એ નવમો ભાવ થયો. અને પાંચમાં ભાવને ૬ રાશી ઉમેરી ત્યારે લાભ ભાવ ૧૧/૨૭/૩૨/૧૦ એટલો થયો. અને છઠ્ઠા ભાવને ૬ રાશી ઉમેરી ત્યારે ૧/૧/૮/૫૬ એ બારમો ભાવ થયો.

---

## ભાવસંધીનું ઉદાહરણ.

પેહેલો ભાવ ૨ રા. ૪ અં. ૪૫ ક. ૪૧ વિ. અને બીજો ભાવ ૩ રા. ૧ અં. ૮ ક. ૫૫ વિ. એ બેઉનો સરવાળો ૫ રા. ૫ અં. ૫૪ ક. ૩૬ વિ. એટલી થઇ. એ

સરવાળાનું અરધું કીધું ત્યારે ૨ રા. ૧૭ અં. ૫૭ ક. ૧૮ વિ. એ તનુભાવની વિરામસંધી ને બીજા ભાવની આરંભસંધી થઇ.

બીજો ભાવ ૩ રા. ૧ અં. ૮ ક. ૫૫ વિ. અને ત્રીજો ભાવ ૩ રા. ૨૭ અં. ૩૨ ક. ૯ વિ. એ બેઉનો સરવાળો ૬ રા. ૨૮ અં. ૪૧ ક. ૪ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૩ રા. ૧૪ અં. ૨૦ ક. ૩૨ વિ. એ બીજા ભાવનો વિરામસંધી ને ત્રીજા ભાવનો આરંભસંધી થઇ.

ત્રીજો ભાવ ૩ રા. ૨૭ અં. ૩૨ ક. ૯ વિ. અને ચોથો ભાવ ૪ રા. ૨૩ અં. ૫૫ ક. ૨૪ વિ. એ બેઉનો સરવાળો ૮ રા. ૨૧ અં. ૩૭ ક. ૩૩ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૪ રા. ૧૦ અં. ૪૩ ક. ૪૬ વિ. ૩૦ પ્ર. વિ. એ ત્રીજા ભાવની વિરામસંધી ને ચોથા ભાવની આરંભસંધી થઇ.

ચોથો ભાવ ૪ રા. ૨૩ અં. ૫૫ ક. ૨૪ વિ. અને પાંચમો ભાવ ૫ રા. ૨૭ અં. ૩૨ ક. ૧૦ વિ. એ બેઉનો સરવાળો ૧૦ રા. ૨૧ અં. ૨૭ ક. ૩૪ વિ. એટલી થઇ. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૫ રા. ૧૦ અં. ૪૩ ક. ૪૭ વિ. એ ચોથા ભાવની વિરામસંધી ને પાંચમાં ભાવની આરંભસંધી થઇ.

પાંચમો ભાવ ૫ રા. ૨૭ અં. ૩૨ ક. ૧૦ વિ. અને ૬ ઠો ભાવ ૭ રા. ૧ અં. ૮ ક. ૫૬ વિ. એ બેઉનો સરવાળો ૧૨ રા. ૨૮ અં. ૪૧ ક. ૬ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૬ રા. ૧૪ અં. ૨૦ ક. ૩૩ વિ. એ પાંચમાં ભાવની વિરામસંધી ને છઠ્ઠા ભાવની આરંભસંધી થઇ.

છઠો ભાવ ૭ રા. ૧ અં. ૮ ક. ૫૬ વિ અને સાતમો ભાવ ૮ રા. ૪ અં. ૪૫ ક. ૪૧ વિ. એ બેઉનો સરવાળો ૧૫ રા. ૫ અં. ૫૪ ક. ૩૭ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૭ રા. ૧૭ અં. ૫૭ ક. ૧૮ વિ. ૩૦ પ્ર. વિ. એ છઠ્ઠા ભાવની વિરામસંધી ને સાતમાં ભાવની આરંભસંધી થઇ.

સાતમો ભાવ ૮ રા. ૪ અં. ૪૫ ક. ૪૧ વિ. અને આઠમો ભાવ ૯ રા. ૧ અં. ૮ ક. ૫૫ વિ. એ બેઉનો સરવાળો ૧૭ રા. ૫ અં. ૫૪ ક. ૩૬ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૮ રા. ૧૭ અં. ૫૨ ક. ૧૮ વિ. એ સાતમાં ભાવની વિરામસંધી ને આઠમાં ભાવની આરંભસંધી થઇ.

આઠમો ભાવ ૯ રા. ૧ અં. ૮ ક. ૫૫ વિ. અને નવમો ભાવ ૯ રા. ૨૭ અં. ૩૨ ક. ૯ વિ. એ બેઉનો સરવાળો ૧૮ રા. ૨૮ અં. ૪૧ ક. ૪ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૯ રા. ૧૪ અં. ૨૦ ક. ૩૨ વિ. એ આઠમાં ભાવની વિરામસંધી અને નવમાં ભાવની આરંભસંધી થઇ.

નવમો ભાવ ૯ રા. ૨૭ અં. ૩૨ ક. ૯ વિ. અને દસમો ભાવ ૧૦ રા. ૨૩ અં. ૫૫ ક. ૨૪ વિ. એ બેઉનો સરવાળો ૨૦ રા. ૨૧ અં. ૨૭ ક. ૩૩ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૧૦ રા. ૧૦ અં. ૪૩ ક. ૪૬ વિ. ૩૦ પ્ર. વિ. એ નવમાં ભાવની વિરામસંધી અને દસમાં ભાવની આરંભસંધી થઇ.

દસમો ભાવ ૧૦,રા. ૨૩ અં. ૫૫ ક. ૨૪ વિ. અને અગિઆરમો ભાવ ૧૧ રા. ૨૭ અં. ૩૨ ક. ૧૦ વિ. એ બેઉનો સરવાળો ૨૨ રા. ૨૧ અં. ૨૭ ક. ૩૪ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૧૧ રા. ૧૦ અં. ૪૩ ક. ૪૭ વિ. એ દસમાં ભાવની વિરામસંધી ને ૧૧ માં ભાવની આરંભસંધી થઇ.

અગિઆરમો ભાવ ૧૧ રા. ૨૭ અં. ૩૨ ક. ૧૦ વિ. અને બારમો ભાવ ૧૩ રા. ૧ અં. ૮ ક. ૫૬ વિ. એ બેઉનો સરવાળો ૨૪ રા. ૨૮ અં. ૪૧ ક. ૬ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૧૨ રા. ૧૪ અં. ૨૦ ક. ૩૩ વિ. એ ૧૧માં ભાવની વિરામસંધી ને બારમાં ભાવની આરંભસંધી થઇ.

બારમો ભાવ ૧ રા. ૧ અં. ૮ ક. ૫૬ વિ. અને પેહેલો ભાવ ૨ રા. ૪ અં. ૪૫ ક. ૪૧ વિ. એ બેઉનો સરવાળો ૩ રા. ૫ અં. ૫૪ ક. ૩૭ વિ. એટલો થયો. એ સરવાળાનું અરધું કીધું ત્યારે ૧ રા. ૧૭ અં. ૫૭ ક. ૧૮ વિ. ૩૦ પ્ર. વિ. એ બારમાં ભાવની વિરામસંધી ને તનુ ભાવની આરંભ થઇ.

## સંધીસાથે બાર ભાવચક્ર.

| તનુ. | સંધી. | ધન. | સંધી. | સહજ. | સંધી. | સુહૃત. | સંધી. | સુત. | સંધી. | રિપુ. | સંધી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨<br>૪<br>૪૫<br>૪૧<br>૦ | ૨<br>૧૭<br>૫૭<br>૧૮<br>૦ | ૩<br>૧<br>૮<br>૫૫<br>૦ | ૩<br>૧૪<br>૨૦<br>૩૨<br>૦ | ૩<br>૨૭<br>૩૨<br>૯<br>૦ | ૪<br>૨૦<br>૪૩<br>૪૬<br>૩૦ | ૪<br>૨૩<br>૫૫<br>૨૪<br>૦ | ૫<br>૧૦<br>૪૩<br>૪૭<br>૦ | ૫<br>૨૭<br>૩૨<br>૧૦<br>૦ | ૬<br>૧૪<br>૨૦<br>૩૩<br>૦ | ૭<br>૧<br>૮<br>૫૬<br>૦ | ૭<br>૧૭<br>૫૭<br>૧૮<br>૩૦ |
| જાયા. | સંધી. | મૃત્યુ. | સંધી. | ધર્મ. | સંધી. | કર્મ. | સંધી. | આય. | સંધી. | વ્યય. | સંધી. |
| ૮<br>૪<br>૪૫<br>૪૧<br>૦ | ૮<br>૧૭<br>૫૨<br>૧૮<br>૦ | ૯<br>૧<br>૮<br>૫૫<br>૦ | ૯<br>૧૪<br>૨૦<br>૩૨<br>૦ | ૯<br>૨૭<br>૩૨<br>૯<br>૦ | ૧૦<br>૧૦<br>૪૩<br>૪૬<br>૩૦ | ૧૦<br>૨૩<br>૫૫<br>૨૪<br>૦ | ૧૧<br>૧૦<br>૪૩<br>૪૭<br>૦ | ૧૧<br>૨૭<br>૩૨<br>૧૦<br>૦ | ૧૨<br>૧૪<br>૨૦<br>૩૩<br>૦ | ૧<br>૧<br>૮<br>૫૬<br>૦ | ૧<br>૧૭<br>૫૭<br>૧૮<br>૩૦ |

## તાત્કાલિક નિરયણ સ્પષ્ટગ્રહ.

| | રવિ. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | રાહુ. | કેતુ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ ............ | ૧ | ૧૧ | ૦ | ૦ | ૪ | ૧ | ૨ | ૬ | ૦ |
| અંશ ............ | ૧ | ૩ | ૧૨ | ૧૪ | ૮ | ૨ | ૪ | ૧૪ | ૧૪ |
| કલા ............ | ૧૮ | ૭ | ૪૫ | ૧૨ | ૪ | ૪૫ | ૩૧ | ૭ | ૭ |
| વિકલા............ | ૨૬ | ૭ | ૩૧ | ૨ | ૩૭ | ૫૦ | ૧ | ૫૧ | ૫૧ |
| ગતિ.. { કલા...... | ૫૭ | ૭૭૯ | ૪૫ | ૦ | ૨ | ૭૨ | ૭ | ૩ | ૩ |
| ગતિ.. { વિકલા... | ૫૫ | ૨૧ | ૦ | ૩૬ | ૪૮ | ૪૮ | ૦ | ૧૧ | ૧૧ |

## હવે કુંડલીમાં ગ્રહ માંડીને દેખાડુંછું.

લગ્ન ૨ રાશી થઇને ત્રીજી રાશીના ૪ અં. ૪૫ ક. ૪૧ વિ. થએલું છે, કરીને કુંડલીમાંના પેહેલે ઠેકાણે ત્રણનો અંક માંડીને આગળ જમણા ક્રમથી ૪,૫,૬,૭,૮,૯,૧૦,૧૧,૧૨,૧,૨ એ અંક માંડ્યા છે.

રવિ એ ૧ રાશિ થઇને બીજા રાશીનો ૧ અં. ૧૮ ક. ૨૬ વિકલા થએલો છે, કરીને રવિ ૨ જા એટલે વરખ ભવનમાં માંડ્યો.

ચંદ્ર એ ૧૧ રાશી થઇને બારમી રાશીના ૩ અં ૭ ક. ૭ વિ. થએલો છે, કરીને ચંદ્ર બારને એટલે મીનને માંડ્યો.

મંગળ શૂન્ય રાશિ થઇને પેહેલી રાશીના ૧૨ અં. ૪૫ ક. ૩૧ વિ. થયો છે, કરીને મંગળ પેહેલા અંકને એટલે મેષ રાશીને માંડ્યો.

બુધ શૂન્ય રાશિ થઇને પેહેલી રાશિના ૧૪ અં. ૧૨ ક. ૨ વિ. થયો છે, કરીને બુધ પેહેલા અંકને એટલે મેષ રાશિને માંડ્યો.

ગુરૂ ૪ રાશી થઇને પાંચમી રાશીના ૮ અં. ૪ ક. ૩૭ વિ. થયો છે, કરીને ગુરૂ પાંચને એટલે સિંહ રાશિને માંડ્યો.

શુક્ર ૧ રાશિ થઇને બીજા રાશીના ૨ અં. ૪૫ ક. ૫૦ વિ. થયો છે, કરીને શુક્ર બીજા રાશીને એટલે વરખને માંડ્યો.

શનિ ૨ રાશી થઇને ત્રીજા રાશીના ૪ અં. ૩૧ ક. ૭ વિ. થયો છે, કરીને શનિ મિથુન રાશિને માંડ્યો.

રાહુ ૬ રાશી થઇને ૧૪ અં. ૭ ક. ૫૧ વિ. થયો છે, કરીને રાહુને તુળા રાશીને માંડ્યો.

કેતુ રાહુથી ૬ રાશીપર રહેછે, કરીને મેષ રાશિને કેતુને માંડ્યો.

## તાત્કાલિક લગ્નકુંડલી.




## હવે ભાવચલિત કુંડલીમાં ગ્રહ માંડીને દેખાડું છું.

જે પ્રમાણે ભાવ આવ્યા હોય, તે પ્રમાણે કુંડલીમાં અંક માંડીને ગ્રહ માંડયા.

એ ઉદાહરણમાં રવિ એ વ્યયભવનના આરંભસંધીથી વધારે છતાં, વ્યયભવનના વિરામસંધીથી વધારે નથી, કરીને રવિ વ્યયભવનમાં માંડયો.

ચંદ્ર એ કર્મભવનના આરંભસંધીથી વધારે ને વિરામસંધીથી ઓછો છે, કરીને ચંદ્ર કર્મભવનમાં માંડયો.

મંગળ એ લાભભવનના આરંભસંધીથી વધારે છતાં, લાભભવનના વિરામસંધીની અંદર છે, કરીને મંગળ લાભભવનમાં માંડયો.

બુધ એ લાભભવનના આરંભસંધીથી વધારે છતાં, વિરામસંધીથી ઓછો છે, કરીને બુધ લાભભવનમાં માંડયો.

ગુરૂ એ સહજભવનના આરંભસંધીથી વધારે છતાં, સહજભવનના વિરામસંધીથી ઓછો છે, કરીને ગુરૂ સહજભવનમાં માંડયો.

શુક્ર એ વ્યયભવનના આરંભસંધીથી વધારે છતાં, વ્યયભવનના વિરામસંધીથી ઓછો છે, કરીને શુક્રને ભાવચલિત કુંડલીમાં વ્યયભવનમાં માંડયો.

શનિ એ તનુભવનના આરંભસંધીથી વધારે છતાં, વિરામસંધીથી ઓછો છે, કરીને શનિને તનુભવનમાં માંડયો.

રાહુ એ સુતભવનના આરંભસંધીથી વધારે છતાં, વિરામસંધીથી ઓછો છે, કરીને રાહુને સુતભવનમાં માંડયો.

કેતુ એ વ્યયભવનના આરંભસંધીથી વધારે છતાં, વિરામસંધીથી ઓછો છે, કરીને કેતુને લાભભવનમાં માંડયો.

## ભાવચલિત કુંડલી.




## હવે કુંડલીમાંથી બાર ભવનમાંથી દરેક ભવનપર શું શું વિચાર કરવાનો તે કહું છું.

પેહેલાં, તનુભવનપર શું શું વિચાર કરવાના તે કહું છું. તનુભવનપર શરીરસંબંધીનો વિચાર, એટલે શરીર પાતળું અથવા જાડું, શરીરને સુખ અથવા દુઃખ, ને સુખ હોય તો કેટલું ને દુઃખ હોય તો કેટલું, ને તાપ ઇત્યાદિ પીડા અને શરીરનો નાશ એનો વિચાર, ને રંગવિષે વિચાર, એટલે, લાલ રંગ છે, અથવા સફેદ રંગ છે, અથવા પીળો રંગ છે, અથવા મિશ્ર છે, ઇત્યાદિકનો વિચાર, અને તલ, અને મસક્રાદિક શરીરઉપર ફલાણે ઠેકાણે, ને ફલાણે ઠેકાણે નથી, એનો વિચાર, ને આયુષ્યના માનનો વિચાર, ને બચપણ, તરૂણપણુ, અથવા ઘરડપણુ એનો વિચાર, ને એ બ્રાહ્મણ, અથવા ક્ષત્રિય, અથવા વૈશ્ય, અથવા શૂદ્ર છે એનો વિચાર, ને એ સારી ચાલનો અથવા ખરાબ ચાલનો છે, ઇત્યાદિ બાબદનો વિચાર તનુભવનપર કરવો.

## હવે ધન ભવનપર શું શું વિચાર કરવો તે કહું છું.

સોનું, રૂપું, ઝવેર વગેરે મળશે કે નહીં, એ વિષે વિચાર, ને એક બીજાની દોસ્તી રેહેશે કે નહીં, એનો વિચાર, ને બોલવાનાસંબંધી વિચાર ધન ભવનપર કરવો.

### હવે સહજ ભવનપર શું શું વિચાર કરવો તે કહુંછું.

ભાઇ કેટલા છે, ને છોકરી કેટલી છે, હોયતો, તેથી સુખ કે દુઃખ એવિષે વિચાર, ને ચાકર પ્રમાણીક છતાં, તેથી સુખ થશે કે નહીં, એવિષે વિચાર, મુસાફરી થશે કે નહીં. મુસાફરી થવાનો યોગ હશે તો, તેમાં સુખ થશે કે નહીં. અને કામ થશે અથવા કામ નાશ થશે, એવિષે વિચાર, અને હાથથી સાહાસ કામો થશે કે નહીં, ને પરાક્રમ થશે કે નહીં, ઇત્યાદિ બાબદનો વિચાર સહજ ભવનપર કરવો.

---

### હવે ચોથા ભવનપર શું શું વિચાર કરવાનો તે કહુંછું.

એ માણસના પિતાએ પૈસો મેળવ્યો છે કે નહીં, મેળવ્યો હોય તો, તે પૈસો છોકરાને મળશે કે નહીં એનો વિચાર, દાટેલો પૈસો ઘેરમાં છે કે નહીં, હોય તો તે પૂર્વ, પશ્ચિમ, ઇત્યાદિ આઠ દિશામાંથી કંઇ દિશાએ છે, ને તે તેને મળશે કે નહીં, એનો વિચાર, ને ખેતીવાડી છે કે નહીં, હોય તો ખેતીવાડીથી કેટલો ફાયદો, ને નુકસાન કેટલું છે, એનો વિચાર, ને એ માણસના હાથે ઘરો બાંધવાનુ થશે કે નહીં, ને ઘરોથી સુખ કેટલું છે, ને જમીનનો લાભ થશે કે નહીં. ગામસંબંધથી સુખ દુઃખનો વિચાર, ને દોસદારોનો મિલાફ થશે કે નહીં, મિલાફ થવાથી મિત્રથી એને સુખ છે અથવા એનાથી મિત્રને સુખ છે, કે દુઃખ છે, એવિષે વિચાર, ને ચોપગાદિ સુખ દુઃખનો વિચાર ને માતાસંબંધી સુખનો વિચાર ઇત્યાદિ બાબદ ચોથા ભુવનથી જોવી.

---

### હવે પાંચમાં ભવનપર શું શું વિચાર કરવાનો તે કહુંછું.

મંત્ર વિચાર એટલે ફલાણાસાથે ફલાણી રીતે મસલત કરેલી છે, તે પાર પડશે કે નહીં. ને વેદ મંત્ર ઇત્યાદિની સિદ્ધિ થશે કે નહીં, એવિષે વિચાર, ને પૈસો મળવાવિષે કીધેલા ઉપાયની સિદ્ધિ થશે, કે નહીં, ને ગરભધારણવિષેનો વિચાર, વિદ્યા પ્રાપ્તિ, નીચ વિદ્યા અથવા પોતાની વિદ્યા મળશે એ વિષેનો વિચાર, ને વિદ્યા મળી તો ફાયદો કેટલો છે, એનો વિચાર, ને એને છોકરા કેટલા થશે ને છોકરી કેટલી થશે, ને તેમાંથી મરશે કેટલાં ને કેટલાં જીવશે એનો વિચાર, ને છોકરાથી સુખ કે દુઃખ કેટલું છે, ને તે છોકરાં સારાં નીકળશે કે નઠારાં નીકળશે એ વિષે વિચાર પાંચમાં ભવનપર કરવો.

---

### હવે છઠ્ઠા ભવનપર શું શું વિચાર કરવાનો તે કહુંછું.

મામાનાસંબંધથી સુખ છે કે નહીં, રોગ થશે કે નહીં, થયો તો તેનો વધારો કેટલો, ને રોગનો નાશ થશે કે નહીં, શત્રુ થશે કે નહીં, થયા તો તેની વૃદ્ધિ છે કે

## હવે બીજા મતથી નજરવિષે વિશેષ વિચાર કહુંછું.

### નજરની રીત ૧૧ છે, તે એમપ્રમાણે.

૧. બે ગ્રહ એક રાશિને છતાં અંશ કાલા ઇત્યાદિથી સરખા હશે તો તેને યુત્યાત્મક નજર એવું કહેછે. એ નજર શુભ ગ્રહથી થએલી હશે તો, તે શુભ નજર સમજવી, અને પાપગ્રહથી થએલી હશે તો પાપનજર સમજવી.

૨. બે ગ્રહમાં ૩૦ અંશનું છેટું હશે તો, તેને ૩૦ અંશની દૃષ્ટિ એવું કહેછે એ શુભ નજર છે એમ સમજવું.

૩. બે ગ્રહમાં ૪૫ અંશનું છેટું હશે તો, તેને ૪૫ અંશની નજર એવું કહેછે એ અશુભ નજર સમજવી.

૪. બે ગ્રહમાં ૬૦ અંશનું છેટું હશે તો, તેને ૬૦ અંશની નજર એવું કહેછે એ નજર શુભ છે એમ સમજવું.

૫. બે ગ્રહમાં ૭૨ અંશનું છેટું હોય તો, તેને ૭૨ અંશની નજર એવું કહેછે, એ નજર જરા શુભ છે એમ સમજવું.

૬. બે ગ્રહમાં ૯૦ અંશનું છેટું હશે તો, તેને ૯૦ અંશની નજર એવું કહેછે, એ નજર અશુભ છે એમ સમજવું.

૭. બે ગ્રહમાં ૧૨૦ અંશનું છેટું હશે તો, તેને રાશિચતુષ્ટયાત્મક નજર કહેછે એ નજર ઘણીજ શુભ સમજવી.

૮. બે ગ્રહમાં ૧૩૫ અંશનું છેટું હશે તો, તેને સાર્ધરાશિચતુષ્ટયાત્મક નજર એવું કહેછે, એ નજર અશુભ છે એમ સમજવું.

૯. બે ગ્રહમાં ૧૪૪ અંશનું છેટું હશે તો, તેને ચતુશ્ચત્વારિંશદધિકશતાંશાત્મક નજર એવું કહેછે, એ નજર જરા શુભ છે એમ સમજવું.

૧૦. બે ગ્રહમાં ૧૮૦ અંશનું અંતર હોય, એટલે તેને ષડ્રાશ્યાત્મક નજર એવું કહેછે, એ નજર અશુભ સમજવી.

૧૧. બે ગ્રહની ઉત્તર અથવા દક્ષિણ ક્રાંતિ સરખી હોય, એટલે તેને ક્રાંતિસાંબંધિક નજર એવું કહેછે. એ નજરનું ફળ પાછળ કહેલી યુત્યાત્મક નજરના ફળપ્રમાણે સમજવું.

## ૬૦ અંશની, નેઉ અંશની, એકસોવીસ અંશની, એકસોએંસી અંશની, નજરનું ચક્ર.

| | ૬૦ અંશની નજર. | ૯૦ અંશની નજર. | ૧૨૦ અંશની નજર. | ૧૮૦ અંશની નજર. | | ૬૦ અંશની નજર. | ૯૦ અંશની નજર. | ૧૨૦ અંશની નજર. | ૧૮૦ અંશની નજર. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| સવ્ય....<br>અપસવ્ય } મેષ. | મિથુન.<br>કુંભ. | કર્ક.<br>મકર. | સિંહ.<br>ધન. | તૂલા. | સવ્ય....<br>અપસવ્ય } તૂલા | ધન.<br>સિંહ. | મકર.<br>કર્ક. | કુંભ.<br>મિથુન | મેષ. |
| સવ્ય....<br>અપસવ્ય } વરષ્પ | કર્ક.<br>મીન. | સિંહ.<br>કુંભ. | કન્યા.<br>મકર. | વૃશ્ચિક. | સવ્ય....<br>અપસવ્ય } વૃશ્ચિક | મકર.<br>કન્યા. | કુંભ.<br>સિંહ | મીન.<br>કર્ક. | વરષ્પ. |
| સવ્ય....<br>અપસવ્ય } મિથુન | સિંહ.<br>મેષ. | કન્યા<br>મીન. | તૂલા.<br>કુંભ. | ધન. | સવ્ય....<br>અપસવ્ય } ધન. | કુંભ.<br>તૂલા. | મીન.<br>કન્યા. | મેષ.<br>સિંહ. | મિથુન. |
| સવ્ય....<br>અપસવ્ય } કર્ક. | કન્યા.<br>વરષ્પ. | તુલા.<br>મેષ. | વૃશ્ચિક.<br>મીન. | મકર. | સવ્ય....<br>અપસવ્ય } મકર | મીન.<br>વૃશ્ચિક. | મેષ.<br>તુલા. | વરષ્પ.<br>કન્યા. | કર્ક. |
| સવ્ય....<br>અપસવ્ય } સિંહ | તુલા.<br>મિથુન. | વૃશ્ચિક.<br>વરષ્પ. | ધન.<br>મેષ. | કુંભ. | સવ્ય....<br>અપસવ્ય } કુંભ | મેષ.<br>ધન. | વરષ્પ.<br>વૃશ્ચિક. | મિથુન<br>તૂલા. | સિંહ |
| સવ્ય....<br>અપસવ્ય } કન્યા | વૃશ્ચિક.<br>કર્ક. | ધન.<br>મિથુન | મકર.<br>વરષ્પ | મીન. | સવ્ય....<br>અપસવ્ય } મીન | વરષ્પ<br>મકર. | મિથુન<br>ધન. | કર્ક.<br>વૃશ્ચિક. | કન્યા. |

મેષથી એક પછી એક (મેષ, વરષ્પ, મિથુન, કર્ક ઇત્યાદિ) રાશી ગણતાં ગયું છતાં જે નજર થાયછે, તેને સવ્ય[1] નજર એવું કહેછે. અને મીનથી પાછળ એક પછી એક (મીન, કુંભ, મકર, ધન ઇત્યાદિ) રાશી ગણતાં ગયું છતાં જે નજર થાયછે, તેને અપસવ્ય[2] નજર કહેછે.

સવ્ય નજર કરતાં અપસવ્ય નજર બળવાન સમજવી.

---

૧ સવળી. ૨ અવળી.

## સાઠ અંશની નજરનું ચંક્ર.




| | |
|---|---|
| મેષ અને મિથુન | તૂના અને ધન |
| અગ્નિ અને વાયુ. | વાયુ અને અગ્નિ |
| વરખ અને કર્ક | વૃશ્ચિક અને મકર |
| પૃથ્વી અને જલ | જલ અને પૃથ્વી |
| મિથુન અને સિંહ | ધન અને કુંભ |
| વાયુ અને અગ્નિ | અગ્નિ અને વાયુ |
| કર્ક અને કન્યા | મકર અને મીન |
| જલ અને પૃથ્વી | પૃથ્વી અને જલ |
| સિંહ અને તૂના | કુંભ અને મેષ |
| અગ્નિ અને વાયુ | વાયુ અને અગ્નિ |
| કન્યા અને વૃશ્ચિક | મીન અને વરખ |
| પૃથ્વી અને જલ | જલ અને પૃથ્વી |

એ પ્રમાણે ૬૦ અંશની નજર સમજવી ને અગ્નિ અને વાયુ, પૃથ્વી અને જલ (પાણી) એ તત્વનું મિત્રપણું છે, કરીને એ મિત્રનજર સમજવી